# बाळ-गरबावळी.




કીમત બે આના.

The Department of Public Instruction, Bombay.

# BÁLA-GARBÁVALÍ,

OR

## A SONG-BOOK FOR GIRLS.

BY

NAVALRÁM LAKSHMÍRÁM,

LATE PRINCIPAL, TRAINING COLLEGE, RÁJKOTE.

# बाळ-गरबावळी

બનાવનાર

નવલરામ લક્ષ્મીરામ,

રાજકોટ ટ્રેનિંગ કાલેજના મરહૂમ પ્રિન્સિપાલ.

આવૃત્તિ પાંચમી—૧૨,૦૦૦ પ્રત.



મુંબઈ:

ગવર્નમેંટ સેંટ્રલ બુક ડેપો.

ઈ૦ સન ૧૮૮૯.



કીમત બે આના.

# પ્રસ્તાવના.

મનની કેળવણીમાં કવિતાનો અભ્યાસ એ એક અવશ્યનું સાધન છે. સારી કવિતા માણસનાં રસજ્ઞાન તથા કલ્પનાને કેળવી પ્રફુલ્લિત કરેછે, તેને સારૂ સુખનું એક નવું તથા અખૂટ બારૂં ઉઘાડેછે, અને મનની ઊંચી વૃત્તિઓને જાગૃત કરી તેની પાસે ઊંચાં કર્મ કરાવેછે. શાસ્ત્રના અભ્યાસથી પરિપક્વ થએલી બુદ્ધિને કોમળ, ચપળ, ઉમંગી, તથા ઉદાર કરનાર સારી કવિતાજ છે.

પણ બાળકેળવણીને લાયક કવિતા મળવી મુશ્કેલ પડેછે. કેમકે કવિઓ ઘણું કરીને પોતાની અવસ્થાનોજ રસ વર્ણવી જાયછે, અને બાલ્યાવસ્થાનાં રસ અને કલ્પનામાં ઉતરવું પણ બહુ અઘરૂં છે. એ કારણથી સઘળી ભાષામાં સારી બાળકવિતા થોડીજ દીઠામાં આવેછે. આપણી ભાષામાં તો તેની કેવળ ખોટજ છે.

એ ખોટ પૂરી પાડવાને અર્થે મારો વિચાર ઘણા વખતથી યથાશક્તિ કાંઈ કરવાનો હતો, અને તેથી કેળવણી ખાતાની તરફથીજ ગરબાવળીની માગણી આવતાં મેં તે ઉમંગથી ઝીલી લીધીછે. એમાં ધારેલી મતલબ કેટલી પાર પડી છેઃ—એટલે એમાં રસ કેટલો આવ્યો છે, અને તેમાં તે બાળકથી ગ્રહણ થઇ શકે એવો કેટલો છે—એનો નિર્ણય કરવો એ બાળકેળવણીના ચતુર અનુભવીઓનું કામ છે. ગરબીઓ કેવી રીતિ ગાવી તે જાણવાને સારૂ

તેને મથાળે એક પ્રસિદ્ધ* કડી મૂકવાનો રિવાજ છે, પણ તે પ્રમાણે કેટલાંક કારણોથી આ ચોપડીમાં થઈ શક્યું નહિ, તે છતાં તેનો પદ્યબંધ તો જણાય એમ ધારી મેં તેનાં સાંકેતિક નામ ત્યાં લખ્યાં-છેઃ—જેમકે ચોચોકા એટલે ચાર ચાર માત્રાના ચાર ગણ જેના પ્રત્યેક ચરણમાં સમાએલા છે તે. अ, इ, उ, ओ, વગેરે નામને અંતે જે પ્રત્યય લગાડ્યા છે તેમાં પણ મર્મ રહેલો છે, પરંતુ તે સઘળો વિસ્તાર આ ઠેકાણે આપી શકાતો નથી.

ન. લ.

મુ૦ રાજકોટ, ૬ ઠી સપ્ટેંબર ૧૮૭૭.

* પણ એની જરૂર જણાવાથી સને ૧૮૭૯ ના એપ્રિલ માસના ગુજરાતશાળાપત્રમાં એ પ્રસિદ્ધ કડીઓ મેં મહેતાજીની જાણને માટે બતાવેલી છે.

# સાંકળિયું.

## (छट्ठुं धोरण भणनारीओने सारु.)



## ( फीमेल ट्रेनिंग कोलेजने सारु. )

# બાળપ્રાર્થના.



**ધોળ.** ( માપ, ચોચોકા. )

માગું, માગું! છો ઇશ્વર આપ રે
પ્રાણી માત્રના મા ને બાપ રે,
જેની શક્તિનું નહિ કંઈ માપ રે:—
પાય લાગું, માગું, પ્રભુ, આટલું. ૧

માગું, માગું પ્રથમ તમ પ્રેમ રે;
રાખો રાખો અમપર રહેમ રે;
તમ રહેમેજ રહિયે ક્ષેમ રે:—
પાય લાગું, માગું, પ્રભુ, આટલું. ૨

માગું, માગું કુશળ મારી માતને;
માગું, માગું કુશળ મારા તાતને;
માગું કુશળ ભાંડુઓના સાથને:—
પાય લાગું, માગું, પ્રભુ, આટલું. ૩

માગું, માગું અમને તમે પાળજો;
અન્ન, વસ્ત્ર, ને આબરૂ આલજો;
જણ સર્વનાં, સંકટ ટાળજો:—
પાય લાગું, માગું, પ્રભુ, આટલું. ૪

માગું, માગું હું આણી વા'લને;
આપો, આપો સુબુદ્ધિ હું બાળને;

કાપો, કાપો કુતર્ક કુચાલને:—
પાય લાગું, માગું, પ્રભુ, આટલું. ૫

માગું, માગું માબાપની સેવ રે;
સદા સાચુંજ બોલ્યાની ટેવ રે;
મારા મનનો હરે અહંમેવ[1] રે:—
પાય લાગું, માગું, પ્રભુ, આટલું. ૬

માગું, માગું માયાળુ સ્વભાવ રે;
મીઠા બોલ, ને સૌપર ભાવ રે;
છે જેથીજ જગમાં નિભાવ રે:—
પાય લાગું, માગું, પ્રભુ, આટલું. ૭

માગું, માગું સુમાર્ગ બતાવ રે;
મારા દિલમાં દયા તું વસાવ રે;
પરમારથ[2] પૂર્ણ[3] કરાવ રે:—
પાય લાગું, માગું, પ્રભુ, આટલું. ૮

માગું, વિદ્યાનું વ્યસન[4] લગાડજે;
મારી અંતર આંખો ઉઘાડજે;
શુદ્ધ સત્યનો સુરજ ઉગાડજે:—
પાય લાગું, માગું, પ્રભુ, આટલું. ૯

મેં આ માગ્યું, હું માગવા જોગ રે;
બાપ, આપ છો આપવા યોગ્ય રે;
હવે, આપો જે હોય અયોગ્ય[5] રે.
પાય લાગું, માગું, પ્રભુ, આટલું. ૧૦

---

૧. અહંકાર. ૨. જીવનું કલ્યાણ થાય એવાં કામ. ૩. બરાબર. ૪. ટેવ. ૫. નુકસાન વગરનું.

## નિશાળે જતી છોડીનું વર્ણન—વા'લી બે'ન.

### ગરબો. (ચોચોકુ.)

મારી *વા'લી બે'ન છે બહુ છોટી જો,
પણ ડા'પણમાં મોટી જો. ૧

મારી વા'લી બે'નને નહિ રાઢો જો,
હસતીજ આખો દાઢો જો. ૨

મારી વા'લી બે'ન વા'ણે વે'લી જો,
ઊઠે સૌથી પે'લી જો. ૩

મારી વા'લી બે'ન દાતણ નિત્યે જો,
કરે, ને નાહે પ્રીતે જો. ૪

મારી વા'લી બે'ન વાળ ઓળાવે જો,
રોજ કપાળ લુછાવે જો. ૫

મારી વા'લી બે'ન સો સુધી ગણતી જો,
ભાવે "ભૂપા" ભણતી જો. ૬

મારી વા'લી બે'ન ચાલી નિશાળે જો,
ચૂકે નહિ કો કાળે જો. ૭

મારી વા'લી બે'ન સિલેટ સાહી જો,
દીસે છે બહુ ડાહી જો. ૮

મારી વા'લી બે'ન પેન તો માગે જો,
સૌને વા'લી લાગે જો. ૯

---

* જ્યાં આવું (') અધ્યાહાર ચિન્હ મૂકયું હોય ત્યાં કાંઈક હકારનો ઉચ્ચાર છે એમ જાણવું;—જેમકે, વા'લી એ વાહાલી લખ્યું હોય ત્યારે જેમ વાંચીએ છઇએ તેમ વાંચવું.

મારી વા'લી બે'ન ઠમ ઠમ ચાલે જો,
    ચોપડી હાથમાં ઝાલે જો. ૧૦
મારી વા'લી બે'ન પાઠ કરેછે જો,
    સૌમાં સરસ ઠરેછે જો. ૧૧
મારી વા'લી બે'ન વાંચે વાતો જો,
    હરખ સરવને થાતો જો. ૧૨
મારી વા'લી બે'ન લઈને તાળી જો,
    ગરબી ગાય રસાળી જો. ૧૩
મારી વા'લી બે'નના બોલ મીઠા જો,
    દુનિયામાં નહિ દીઠા જો. ૧૪
મારી વા'લી બે'ન, વા'લાં લાગો જો!
    મન ગમે તે માગો જો! ૧૫

---

## છોડીઓની ઉજાણી.

### ગરબી. (અષ્ટચોકા.)

સૌ અલીઓ, હળીમળી આવો આજ,
    આપણે કરિયે ઉજાણી.
સૌ કાંઈ કાંઈ ઘરથી લાવો, આજ, આપણે૦ ૧
  કો લાવી ચણા, કો ધાણી, આજ, આપણે૦
  કોએ કોપરૂં ખાંડ તો આણી, આજ, આપણે૦ ૨
  કો ખજૂર ખોળી લાવી, આજ, આપણે૦
  કો ચારોળી ચાવતી આવી, આજ, આપણે૦ ૩
  કો કહે થઈ એ તો *અજીઠી, આજ, આપણે૦

---

* એઠી, બોટેલી.

કો લાવી બદામો મીઠી, આજ, આપણે૦ ૪
કોએ પસ્તાં સસ્તાં આણ્યાં, આજ, આપણે૦
સૌએ * ખોરાં ખૂબ વખાણ્યાં, આજ, આપણે૦ ૫
કો કોકડિયો, કો દ્રાખો, આજ, આપણે૦
કો લાવી મૂળો આખો, આજ, આપણે૦ ૬
કો બર્ફી બર્ફીજ સરખી, આજ, આપણે૦
જોઈ બાળક કૂધાં હરખી, આજ, આપણે૦ ૭
કો પેંડો લાવી પ્રેમે, આજ, આપણે૦
નહિ કોઈથી ભાગ્યો કેમે, આજ, આપણે૦ ૮
પણ પત્થરથી તે હાર્યો, આજ, આપણે૦
કો લાવી લાડવો સારો, આજ, આપણે૦ ૯
કો કહે ન ખપે એ અમને, આજ, આપણે૦
કહ્યું નહિજ મૂકિયે તમને, આજ, આપણે૦ ૧૦
કો લાવી સકકરપારા, આજ, આપણે૦
ગોળપાપડી, મમરા ખારા, આજ, આપણે૦ ૧૧
કો લાવી ગાંઠિયા ગમતા, આજ, આપણે૦
તે તો ગદ કરી ગયાં રમતાં, આજ, આપણે૦ ૧૨
કો લાવી પકવાન પાંચે, આજ, આપણે૦
જોઈ જીભ સળવળે સાચે, આજ, આપણે૦ ૧૩
કોઈ દળ મગદળ ગળગળતું, આજ, આપણે૦
કોએ આણ્યું અથાણું મોં બળતું, આજ, આપણે૦ ૧૪
કો ખોબો ભરી ખારેકો, આજ, આપણે૦
કો લાવી પાપડ સેકયો, આજ, આપણે૦ ૧૫

---

* એ પસ્તાં ખોરાં છે એમ સૌએ કહ્યું.

કો છાનું છુપાવી લાવી, આજ, આપણે૦
પાછી વાળીજ, જેવી આવી, આજ, આપણે૦ ૧૬
બે'ન એ તો ચોરી કહેવાએ, આજ, આપણે૦
કહ્યા વિના ન લાવવું કાંએ, આજ, આપણે૦ ૧૭
રોતી આવી એક બીચારી, આજ, આપણે૦
નથી આપતી મા કાંઈ મારી, આજ, આપણે૦ ૧૮
એને પ્રેમે પાસ બેસાડી, આજ, આપણે૦
સૌએ મિજબાની તો માંડી, આજ, આપણે૦ ૧૯
સૌ વા'લથી વેં'ચી ખાએ, આજ, આપણે૦
ખાઈ પીને ગરબા ગાએ, આજ, આપણે૦ ૨૦

---

## ગૂજરાતનો વનસ્પતિવૈભવ; ભાગ ૧ લો.

### ગરબી.–( ચોચોકા. )

રૂડો! રૂડો! મુલક ગૂજરાત રૂડો!
જગદીશે જગતમાં ખૂબ ઘડ્યો! ૧
જ્યાં જુઓ, ત્યાં લીલાલહેરજ છે!
ધનધાન્યે *ભૂધરની મહેરજ છે! ૨
બહુ જુવાર, બાજરી, ડાંગર ને
ઘઉં, ચણા, વટાણા, ઝાલર, ને ૩
ઘણી તુવેર, ને મગ, ચોળા, જ્યાં
મઠ, અડદ, મકાઈ, જવ ઝાઝા. ૪
વળી ગળી, દીવેલા, તલ, અળશી,

---

* પરમેશ્વર.

આદે ચીજે હજારો હજારો કળશી ! ૫
એ ગણે ગણાય ન કહું સાચું ;
ગૂજરાતે પાકે સોનું કાચું ! ૬
કાચું રાખ્યું નથી કંઈ કિરતારે !
કરી કૃપા ભરતખંડ પર ભારે ! ૭
ભૂલ ભૂંડી આપણનીજ છે ભાઈ,
કે ગયા ડૂબી દળદર માંહી. ૮
આવો મુલક મળ્યો હોય બીજાને,
દુખ બોલ જનમમાં ન તે જાણે. ૯
લોકો અકલ હુનર નહિ કંઈ આણે,
જુઠો મમત ગાડરવત્ બહુ તાણે. ૧૦
મૂકી મમત, આળસ, ઈર્ષા સર્વે,
દેશ દાઝે ઘૂમો ! ઘૂમો ગર્વે ! ૧૧
કરો ગર્વે ગરૂઓ મુલક પાછો !
સુતાં બેઠાં સ્વદેશનું સુખ વાંચ્છો ! ૧૨
સંપ સજી, ભજી વિદ્યામાતા,
થઈ હુનર કળામાં મદ માતા, ૧૩
કશી કમર, ખલકમાં ખૂંખારી
બાહાર પડો ! ફતેહ છે, કહું ધારી ! ૧૪

---

**ભાગ ૨ જો. (રાગ ઉપર પ્રમાણે.)**

ખરે ખરો બગીચો ગૂજરાતજ,
ફૂળ્યો, ફુલ્યો, ને ફાલ્યો, પ્રખ્યાતજ ! ૧
ઝાઝાં ઝાડોનાં ઝૂંડજ જ્યાં દીસે,
જોતાં જોતાં જે જીવ હરખી હીસે. ૨

વડા ઘટા ઘાલે ચોગમ ફરતી,
જે નીચે સેનાઓ ઊતરતી; ૩
ઉગે આંબાઓ હારો હાર ઘણા,
કહો કેરીના સ્વાદમાં શીજ મણા? ૪
રૂડી રૂડીરે લીમડાની છાયા;
ભુંડી ભુંડીરે આમલીની માયા; ૫
કેવો કેવો કપાસનો છોડ સારો!
જાતે નાનો, જગતને ઢાંકનારો! ૬
શું ખિલ્યું આ ખેતર ખસખસનું!
હોય અફીણ અમૂલું જે રસનું. ૭
બુધહિણા વિના ખપ જો ખાએ,
ખરે મરેજ; એનો ન વાંક કાંએ. ૮
શી શોભે આ ઊભી શેલડિયો!
કેવી ઝુંકે છે, જો, જો, ચમરીઓ! ૯
મોટું પેલું કુણસનું ફળ કેવું!
દિસે હાથીના કુંભસ્થળ જેવું. ૧૦
જોજે ઝાડો ઝવાહિરસાં સહુ રે
કોને મૂકું, ને કોને હું ગાઉં રે! ૧૧
આસોપાલવ કદંબ, પિપળ, બીલી,
તાડ ઉંચું રહ્યું ગગનજ ઝીલી, ૧૨
વાંસ, સાગ, સરગવો, ને બાવળ,
ખેર, ખાખર, ખજુરાં, ને આવળ, ૧૩
જમરૂખી, કમરખી, બોરડીઓ,
સીતાફળી, કદલી, દાડમડીઓ. ૧૪

જો, કોઠી, રાયણ, લીંબુ, જાંબુ,
નારંગી, અંજીર, શેતુર, લાંબું. ૧૫
વળી પપાઉં, ફાળસાં, ને દ્રાખો,
હોય મેવા મઝાદારજ લાખો. ૧૬

---

## ભાગ ૩ જો. (રાગ ઉપર પ્રમાણે.)

ફુલ મઝા તો આપણા દેશજની !
સોનું ને સુગંધ બે, સજની ! ૧
ફુલ રંગબેરંગી કેવાં છે !
ઉડી આંખેજ વળગે એવાં છે. ૨
ને સુગંધ શી સુંદર સારી !
રહ્યો બે'કી મુલક બધો ભારી ! ૩
જુઈ, જાઈ, કેતકી, સાહેલી,
પારિજાતક, ચંપો, ચંપેલી, ૪
ગુણી ગુલાબ, મોગરો, બટમોગરો,
ગુલછડી, તગર, તુલસી, ડમરો, ૫
મઘમઘી રહ્યાં વન વન ચોગમ ;
નામ લેતાંજ આવે છે સો'રમ ! ૬
શાં ખિલે કમળ જળમાં ચોપાસ !
શાં સોહામણાં સાંજે ગુલબાસ ! ૭
શા શોભી રહ્યા આ ગુલ્લાલા !
કેસુડા, કસુંબા લાગે વા'લા. ૮
પેલાં સુંદર સૂરજફુલ સૂરજની,

પૂઠે ફરે છે પ્રેમે, ઓ, સજની. ૯
પેલી પોયણી પરણી ચાંદાસું,
જોય ચાંદો ને, જો, આવે *હાસું ! ૧૦
ખૂબ ખિલ્યાં કરેણાં, તનમનિયાં ;
ધંતુરા તુરી સમ છે બનિયાં. ૧૧
જાણે પુકારે વનવૈભવ ઇશનો !
વન લીલામાં વાસ છે જગદીશનો. ૧૨
જ્યાં જોઉં, ત્યાં ઈશ્વર સભર ભર્યો !
ધન ભાગ્ય નવલ ભવ સાર સર્યો ! ૧૩

---

## "મા, મને નિશાળે મૂકને"–નિશાળનું વર્ણન.

### ગરબી. (ત્રિઅષ્ઠી.)

મા, મને નિશાળે મૂકને ॥ પાય લાગું, મા,
મા, ભાગ તું મારી ભુખને ॥ મુખ માગું, મા. ૧
મા, મારી મારા જેવડી ॥ બે'નપણીઓ, મા,
મા, જોજે ચાલી આ ચોપડી ॥ લઈ ઘણીઓ, મા. ૨
મા, જો, જો, કેવી એ જાયછે. ॥ મનમોજે, મા !
મા, જાયજ તો, ત્યાં ગવાય છે ॥ ગીત રોજે, મા ! ૩
મા, ભરી રૂપાળા રંગથી ॥ છે પેટી, મા,
મા, તે તો જુએ એ ઉમંગથી ॥ ત્યાં બેઠી મા. ૪

---

* હસવું, એટલે ચંદોદય પછી ઊજળી સોહામણી દેખાયછે.

મા, ખેળવણાં ખૂશકારની ॥ છે બીજી, મા,
મા, જેને કહે છે આકારની ॥ જન રીઝી, મા. ૫
મા, વળી ચળકતે ચોકઠે ॥ રૂપાળા, મા,
મા, ઘણા લખોટા, જેવડે ॥ ગણે બાળા, મા. ૬
મા, નકશા નવરંગી, નવા, ॥ તક્તક્તા, મા,
મા, ભીંતે ભલા ખૂબ ભેરવ્યા ॥ જાણે તખ્તા, મા. ૭
મા, ગોળો ચોગમ ચીતર્યો ॥ એક ત્યાં છે, મા,
મા, ચક્કર ચક્કર ફરતો ખરો ॥ કહું સાચે, મા, ૮
મા, એક દિવસ ત્યાં ગઈ હતી ॥ સખિ સંગે, મા,
મા, તેજ દિવસથી થઈ મૃતિ ॥ "ભણું રંગે," મા. ૯
મા, નિશાળમાં તો છે મઝા ॥ ભણવાની, મા,
મા, એક વાગે આપે રજા ॥ રમવાની, મા. ૧૦
મા, મે'તાજી માયા બધાં—પર રાખે, મા,
મા, શાંત સ્વભાવે તે સદા ॥ મીઠું ભાખે, મા. ૧૧
મા, શીખવવાની શી છટા ॥ છે ત્યાંહી ! મા,
મા, ચિત ચોં'ટે, ચોગમ ઘટા ॥ રહે છાહી ! મા. ૧૨
મા, આવી નિશાળે તો જવું ॥ છે મોજજ ! મા,
મા, ગમે રમ્યાથી શીખવું ॥ જ્યાં રોજજ, મા. ૧૩
મા, જોતાં નિશાળજ બહારથી ॥ રઢ લાગે, મા,
મા, જો જઈ ભણિયે પ્યારથી ॥ ભાગ્ય જાગે, મા. ૧૪
મા, ભણતર વણ નરનાર રહે ॥ પશુ સરખાં, મા,
મા, વિદ્યામાં મેં અપાર રે ॥ સુખ નિરખ્યાં, મા. ૧૫

---

## ( ચોથું ધોરણ ભણનારીઓને સારૂ. )

### ઈશ્વરનું ધ્યાન.

### ગરબી. ( ચોછકા )

જે આ જગતને નિભાવે, ભજું તેજ ભાવે.
ખલક પલકમાં બનાવે, ભજું તેજ ભાવે.
ચાહે ત્યારે ઝટ ડુબાવે, ભજું તેજ ભાવે.
જે તો વિશ્વનાથ કહાવે, ભજું તેજ ભાવે.
જે આ સૂર્યને શોભાવે, ભજું તેજ ભાવે.
જે આ ચંદ્રને ચળકાવે, ભજું તેજ ભાવે.
ઘૂમટ ગગનનો ટેકાવે, ભજું તેજ ભાવે.
અસંખ્ય ગોળા આ ગબડાવે, ભજું તેજ ભાવે.
જડને ધર્મ જે ધરાવે, ભજું તેજ ભાવે.
મનને મુક્તિએ ચઢાવે, ભજું તેજ ભાવે.
જે છે પ્રાણનો આધાર, ભજું તેજ ભાવે.
જે છે સારમાંનું સાર, ભજું તેજ ભાવે.
જે છે ડાહ્યો દયાવંત, ભજું તેજ ભાવે.
જેને નહિજ આદિ અંત, ભજું તેજ ભાવે.
સકળ શક્તિનો જે ભૂપ, ભજું તેજ ભાવે.
જે છે એક ને અનુપ, ભજું તેજ ભાવે.
જે છે અકળ ને અરૂપ, ભજું તેજ ભાવે.
જ્યાં મનવાણિ હોય ચૂપ, ભજું તેજ ભાવે.
જેને નવલ કવે શુંજ ! ભજું તેજ ભાવે.
તું તે તુંજ ! તુંજ ! તુંજ ! ભજું તેજ ભાવે.

## ચોમાસું.

### ગરબી. (ત્રિતાલી ચોછક્કા.)

પેલી વાદળીઓએ ઘૂમાઘૂમી માંડીરે :—
હવે આવશે ચોમાસું શું, ઓ, માડીરે ? ૧
હાહા ! હજી નહિ શું આવે ? ઘામ કેવોરે !
કેરી બાફમાંજ ઘાલી હોય એવોરે ! ૨
નથી હાલતું ઝાડોનું એક* પાનેરે ;
ફર્યો પવન જઈ ઠર્યો હવે ઈશાને રે ; ૩
નહિ શ્વાસરે લેવાય ; જિવ રૂંધાય રે;
પાંખ પંખીઓ વિખેરી ધૂળે નાહેરે ; ૪
ભૂંડી અંગે આ અળાઈઓ કરડી ખાયરે !
પડે સાંજ ત્યારે કાંઈક સુખ થાય રે. ૫
અધવાર્યો અષાડ ; ઉંચું જોઈએરે !
હવે મેહુલે તો મે'ર કરી જોઈએરે ! ૬
ખોદી ખેડીને ખેડૂત ચાસ પાડીરે,
ઉભા ખેતરે જુએ છે વાટ દાઢીરે. ૭
બેઠા ઠામ ઠરી પ્રવાસીને ખલાસીરે :
વળો વેપારી, અધિકારિયો, સંન્યાસીરે. ૮
બેઠી મોસમ, પડ્યાં બંધ બધાં વા'ણોરે;
નદી નાળે નીર ન, જાય હરણ પ્રાણો રે. ૯
લુખી, ભૂખી, ને સુકી ખડંગ ભાંય રે,
"પય પય" પોકારે છે ; જોડે પપૈયાય રે. ૧૦

---

* એક પાંદડું પણ.

પ્રાણીમાત્રનો આધાર મેઘરાજા રે,
આવો, આવો, મહારાજ, રાખો માઝા રે! ૧૧
ધાતાં ધાતાં કાળાં કાળાં વાદળ આવે રે,
ગગન ઘેરીને અંધારકોટ બનાવે રે. ૧૨
થાય ચમક ચમક વીજના ચમકારા રે,
કડડ કડકડકડ કડકડ્યાં નગારાં રે. ૧૩
છૂટ્યો પવન, આવ્યું લહેરૂં હાસ સારૂં રે!
ક્યાંહી વર્ષ્યો એ નિશ્ચે હું તો ધારૂં રે. ૧૪
પડ્યો! ઓ પડ્યો! પડ્યોજ મૂશળધારે રે!
નવલ સુગંધ ઊઠી; શાંતિ થઈ સંસારે રે! ૧૫

---

## જનાવરની જાન. (છચોકો.)

### ધોળ.

જાન જનાવરની મળી ॥ મેઘાડંબર ગાજે;
બકરી બાઈનો બેટડો ॥ પરણે છે આજે. ૧
ઢોલ, નગારાં, ભેર, ને ॥ સુર સરણાઈ તીણાં,
સો સાબેલા શોભિતા ॥ બેટા બેટી ઘેટીનાં. ૨
ઠીક મળી ઠઠ લોકની ॥ જરા ઠામ ન ઠાલો.
દોડે વરનો બાપ ત્યાં ॥ દડબડ દાઢીઆળો. ૩
શા જાનનું શું પૂછવું ॥ બકરે કરી જોરો,
ભેગાં કર્યાં છે ભાવથી ॥ મોટાં મોટાં ઢોરો. ૪
રાતા માતા આખલા ॥ રાખી શિંગડાં સીધાં,
આગળ માગ મૂકાવતા ॥*પદ પોલિસ લીધાં. ૫

---

* જાણે પોલિસનું કામ કરતા હોય, તેમ તેઓ માગ મૂકાવતા જાયછે.

શાજને શ્રેષ્ઠજ ઉંટડા ॥ હીંડે ઉંચી ઓડે,
એના અરાઢે વાંકડા ॥ કામદારોની ગોડે. ૬
હારમાં એક બે હાથી છે ॥ મોટા દાંતજવાળા,
નીચું ન્યાળીને ડોલતા ॥ હીંડે શેઠ શુંઢાળા. ૭
હાથી થોડા, તો છે ઘણા ॥ હાર રોકતા પાડા,
કાળા કઢંગા ને થયા ॥ ખડ ખાઈ જડ જાડા. ૮
આંખ ફાટી, છાતી નીસરી ॥ કરતા ખૂબ ખુંખારા,
હીંડે ઉછળતા ઘોડલા ॥ શાહુજન થઈ સારા. ૯
ટટ્ટૂઓ ટગુમગુ ચાલતાં ॥ પૂઠે ગરીબ ગધેડા,
હાજી હાજી કરી હીંડતા ॥ ડીફાં વિના* અતેડા. ૧૦
હારોહાર હજારો આ ॥ માંહો માંહે લપાતા,
કોણ આવે કામળ ઓઢીને? ॥ એ તો ગાડર માતા. ૧૧
પિતરાઈઓ વહેવાઈના ॥ એને અકલ ન કોડી,
આડા અવળા એકેકની ॥ પૂઠે જાય જો દોડી. ૧૨
બકરા તો વરના બાપ છે ॥ હોય એનું શું લેખું ?
શું સાગર શિંગડા તણો ॥ હું તે આજે આ દેખું ! ૧૩
વરનો તે ઘોડો આવિયો ॥ વાજે વાજાં વિલાતી,
ભેર, ભૂંગળ, ને ઝાંઝરી ॥ ભેગું ભરડતી જાતી. ૧૪
વર રાજા બે માસનું ॥ બાળ બેં બેં કરતું,
ઝડપાયું, ઝપ ઝોળીમાં ॥ મન માડીનું ઠરતું. ૧૫
મંગળ બકરીમાઈતો ॥ ગાય હરખી હરખી,
જોડે જાંદરણી ઘણી ॥ કોડે જેવાજ સરખી. ૧૬

---

* ડીફાં વિના જેને ચાલવું ફાવતું નથી એવા ગધેડા.

બકરી બાઈએ નાતની ॥ ને બીજી ઘણીઓ,
આણી આડોશપાડોશણો ॥ બાઈપણી બે'નપણીઓ. ૧૭
ભેંસ, ભુંડણ, ને ઉંટડી ॥ ઘેટી, ઘોડી, ગધેડી,
ગાય, બિલાડી, ઉંદરડી ને ॥ એક કુતરીએ તેડી. ૧૮
વાંદરીયો નથી વીસર્યાં ॥ દશ વીશ આ કૂદે!
સાથે સામટાં ગાઈ સૌ ॥ સાતે સૂરને છૂદે. ૧૯
કોઈ બેંબેં કો ભેંભેં કરે ॥ કોઈ ભૂકતી ભૂંડું,
કોઈ ચુંચું મ્યાંઉં મ્યાંઉં કરે ॥ વેર વાળે કો કૂડું. ૨૦
હુક હુક કરતી વાંદરી ॥ જો જો? નાચે છે કેવી!
ધન ધન બકરી! ન કોઈની ॥ જાન તારા તે જેવી! ૨૧
ચારપગાંની જાન આ ॥ જોડી બેપગાં સારૂ,
સમજે તો સાર નવલ બહુ ॥ નહિતો હસવું તો વારૂ. ૨૨

---

## ભણવાનો વખત જાયછે.

### ગરબી. (સમચોકો.)

જાયછે, જાયછે, જાયછે રે.
આ વખત ભણ્યાનો વહી જાયછે!
થાયછે, થાયછે, થાયછે રે, } ટેક.
બહુ પછી પસ્તાવો થાયછે!
બાળાપણ ભણવાનો અવસંર,
જિવના જિવતરમાંહ્ય છે રે. આ વખત૦
ખેડુત જો ચોમાસું ન ખેડે,
આખું વરસ પસ્તાય છે રે. આ વખત૦

બાળપણું વીત્યું, કે ભણ્યાનો
કાળ વીત્યોજ ગણાયછે રે. આ વખત૦
ગિરફ્તારી પછી તો દુનિઆની,
તેમાં તે શું ભણાયછે રે ? આ વખત૦
કદી વખત મર્યોને કા'ડ, પણ,
કુમળીજ ડાળ વળાયછે રે. આ વખત૦
પાકી કોઠીએ ચડે ન કાના,
ટક્કુ ટક્કું વાંચી ગભરાયછે રે. આ વખત૦
માટે બાળક, ટાળ તું આળસ;
હજી તુજ હાથ ઉપાય છે રે. આ વખત૦
ભણ્યા વિના નર નાર નિદાને,
દુખદારિદ્રે રીબાયછે રે. આ વખત૦
હાલ રમત રૂડી લાગે પણ,
કેડે કૂડી દેખાયછે રે. આ વખત૦
રમવું ખરૂં, ને ભણવું એ ખરૂં;
એજ ડાહાપણ કહેવાયછે રે. આ વખત૦
ભણ્યા વિના તો સિદ્ધિ ન ભવમાં,
ભણેજ સુખ પમાયછે રે. આ વખત૦
વિદ્યાવણ માણસ પશુ સરખું,
કહેવત સાચી સદાય છે રે. આ વખત૦
જન ને જનાવર જનમ સમે તો,
સમજમાં સરખાં દેખાયછે રે. આ વખત૦
પણ જન તો પંડીત બને છે,
જે જુગતું શિખવાયછે રે. આ વખત૦

વાર વાર વા'લે શીખવેથીજ
બાળકથી બોલાયછે રે. આ વખત૦
રાખો રણે, તો રહેજ મૂગું
સમજનું મૂળ શિક્ષાયછે રે. આ વખત૦
લો સર્વે શિક્ષા ; શિક્ષાથીજ,
માણસ મોટું મનાયછે રે. આ વખત૦
નવલ કહે, જે અભણ રહે, તે
પશુપદ પામવા આ'ય છે રે. આ વખત૦

---

## ગાયના ગુણ.

### ગરબી. (ચોચોકા.)

લાગે મને, ગાય, તું ઘણી વા'લી!
ઓ ગૌરી, ગરીબ, ને ગુણવાળી ! ૧
તારૂં રૂપ મને રૂડું લાગે;
મુખ જોતાં ભૂખ બધી ભાગે. લાગે૦ ૨
ધોળું અંગ ; ને શિંગડીઓ કાળી ;
આંખ રાંકડી, કાળી, હેતાળી. લાગે૦ ૩
તારે કંઠે ઘંટડી ઘણઘણતી ;
ચારે ચરણે ઝાંઝરી ઝણઝણતી. લાગે૦ ૪
ગોવાળેથી પાછી તું વળતી,
ત્યારે ભાં ભાં ભાં ભાવે ભણતી. લાગે૦ ૫
આપે ઉથલો વાછરૂ થનથનતાં,
પેસે પોળમાં પ્રેમે તું તે સુણતાં. લાગે૦ ૬

હીંડે હરખે ઉછળતી તું ઘેલી,
તોએ કોને મૂકે ન તું કદી ઠેલી. લાગે૦ ૭
વાટે બેઠાં બાળ બચાવી લે,
એવી ડાહીદયાળુ તું દીલે. લાગે૦ ૮
મારનાર ઉપર પણ તું ભારે,
નથી કરતીજ રીસ અતિશ કયારે. લાગે૦ ૯
તેં તો ધર્મનો મર્મજ પરમ લહ્યો,
ગૂઢ *ગરીબપણાનો ગુણ ગ્રહ્યો! લાગે૦ ૧૦
તું તો રોજ પરોપકારે રાજી;
તારો જશ જગમાં છે રહ્યો ગાજી. લાગે૦ ૧૧
તું ધોળી; ને ધોળું દૂધ તારૂં,
ગુણકારી, સ્વાદ ભર્યું સારૂં; લાગે૦ ૧૨
દહીં, દૂધ, ઘી, માખણ, ને છાસ,
જેમાં સર્વે સ્વાદ તણો વાસ; લાગે૦ ૧૩
એ પાંચે અમૃત પૃથ્વીપર જે,
તે અમ અર્થે તું તો સરજે. લાગે૦ ૧૪
બર્ફી, ને પેંડા, ને માવો,
બાસુદી, શિખંડનો બડો લા'વો, લાગે૦ ૧૫
તે તો તારી પ્રસાદી, ઓ, સુખદાતા!
ગાય માતા, તું સાચીજ છે માતા! લાગે૦ ૧૬
તારા પ્રેમનો પાડ હું કેમ વાળું!
આવ, આવ, હું હેતે પંપાળું! લાગે૦ ૧૭

* ગરીબાઈ—રાંકપણું—જે ધર્મની મુખ્ય મતલબ છે તે તેં બરાબર પકડી રાખીછે.

*તારી શિંગડી સુંદર શિંદુરે,
રંગી સોને સણગારૂં હુંરે ; લાગે૦ ૧૮

કરૂં ચાંદલો, ને ચોખા ચો'ડું,
ફુલહાર પહેરાવી, નિરખું મોં'ડું ! લાગે૦ ૧૯

તારૂં ઝગઝગતું જ્યોતિજ સરખું,
મુખ નિરખું, હરખું, ને નિરખું. લાગે૦ ૨૦

ધન ધન ! ધેનુ ! રૂપગુણધામ !
ગુણ ગાયના ગાય નવલરામ. લાગે૦ ૨૧

---

## ચોમાસાના ચાર માસ.

### ગરબી. (ત્રિતાલી અષ્ટચોકા.)

ચોમાસાના ચારે માસ છે સારારે.
લીલી સાડી સુંદર સજે ધારા. † ચોમાસાના૦

ધોરી માસ આષાઢ તે કહાવેરે,
વરસાદને દોરી લાવેરે,
જોકે પહેલાં કંઈક તપાવે. ચોમાસાના૦

કડકડીને પડે મેઘરાય રે,
પડે પાણી, તે નેવે ન માય રે,
ધોધો ધોજ બધે સંભળાય ! ચોમાસાના૦

---

* આ બે કડીમાં કહ્યાપ્રમાણે ધનતેરસને દહાડે ગાયને લોકો ગુજરાતના કેટલાક ભાગમાં સણગારેછે. † પૃથ્વી.

નદી નાળાં તળાવ ભરાયરે,
જળ જળ પળમાં થઈ જાય રે,
ડૂબ્યું જાણે જગત જળમાંય ! ચોમાસાના૦
હોય વંન ફરી સજિવંન રે ;
નાચે ગિરિપર મોર થનથંન રે,
કરે કળા ને હોય મગંન. ચોમાસાના૦
શ્રાવણ માસે સરવડાં હોય રે,
ગામ બહાર મેળે સૌ કોય રે,
જઈ લીલું લીલું બધે જોય. ચોમાસાના૦
માથે મેઘનો માંડવો આવ્યો રે,
નીચે લીલો ગલીચો બિછાવ્યો રે,
વચે મનહર *મછ ઝળકાવ્યો. ચોમાસાના૦
જિવજંતુઓ નિપજે ઝાઝાં રે,
જ્યાં જોઈએ ત્યાં છોડ છે તાજા રે,
શાક ભાજીનો શ્રાવણ રાજા. ચોમાસાના૦
ભાદરવે તે ભડકી ઊઠયો રે;
"બાકી સાકીનું લો ; હું ત્રૂઠયો રે ;
કદી કહેશો ન કે હું રૂઠયો." ચોમાસાના૦
એમ કહીને કડાકડી માંડી રે,
રહ્યા વાઘ ને સિંઘ બરાડી રે.
વીજ ઝબુકી ગગનને ફાડી. ચોમાસાના૦
દિસે સુરજ ન, થઈ રહી હેલી રે ;
આણ્યો દરિયો ઉલેચીજ, હેલી રે !
તોડી તેડ, ને નદિયો રેલી. ચોમાસાના૦

---

* મેઘધનુષ્ય.

આશો માસે ફળી જન આશારે,
પાકયાં ધાન્ય ધરતી પર ખાસાંરે,
રહે ખેતરે ખેડુતો વાસા. ચોમાસાના૦

ઉડે પંખી લાખો હરખાતાં રે,
ગાય ભેંસ બળદ ચરે માતાં રે,
ઉંચે આભ રૂપેરી, જો, જાતાં. ચોમાસાના૦

ખીલ્યાં કમળે તળાવો છા'યાં રે,
આબે સારસને શી માયા રે !
જોજો ચંદ્રે ચકોર તો ધાયા. ચોમાસાના૦

શર્દચંદ્ર પુનમ બલિહારી રે !
ગીત ગાય નવલ નરનારી રે !
હવે દીવાળીની તયારી ! ચોમાસાના૦

---

## પાંચમું ધોરણ ભણનારીઓને સારુ માતૃસ્તવન.

### ધોળ. (ચોચોકા.)

જ્યારે હું હતું પશુ અજ્ઞાન રે,
નહોતું ખાન કે પાનનું ભાન રે,
ત્યારે કોણ મારી સંભાળ,
કરતું ધરી વા'લ ? તેતો તુંજ માવડી..

કોણ ઉંઘતું હેતે ઉઠાડીને,
કોણ અંગનું હીર ધવાડીને,

થતું હુંથી અધિક પ્રસંન,
પોતાને મન! તેતો તુંજ માવડી.
માથું મારી, ઉછાળી હું લાત રે,
ધાર્યું તેમ તેમ, થઈ રળીયાત રે,
કોણ મીઠડાં લેતું મુખ,
પામી મહા સુખ? તેતો તુંજ માવડી.
મને કોણ ઉઠાડી બેસાડતું!
મને કોણ રિઝાવી રમાડતું!
કોણ ગાતું ઊંઘાડવા ગીત,
પ્રફુલ્લિત ચિત્ત! તેતો તુંજ માવડી.
જરા માથું દુખે કદી માહરૂં,
કોણ ચોંકી થતું દુખી બ્હાવરૂં!
*કરી કરીને કડવા કવાથ,
પીતું ખૂશી સાથ તેતો તુંજ માવડી.
કોણ શિખવતું બોલતાં ચાલતાં
કોણ કહેતું મનોહર વારતા
દીઠા દાઢી અસંખ્યજ દોષ,
તોએ ન કર્યો રોષ તેતો તુંજ માવડી.
તારા પ્રેમના પાર પમાય ના,
તારાં કર્યાં તે કોએ કરાય ના,
અરે તેં મળમૂત્ર અથાગ
વહ્યાં, લહ્યાં ભાગ્ય! ધનધન! મારી માવડી.
તારો પાડ શું વાળું વળાય ના,
મૂકી માથું ખોળામાં હું માયના,

* પથ્ય.

બોલ્યું નવલ ગગળો થઈ વાણ,
"તારૂં છે કલ્યાણ." જયજય ! મારી માવડી!

---

## गूजरातनी मुसाफरी.

### ગરબી. (અઠસમ ચોકકો રૂપકતાલ.)

દક્ષિણમાં છે દમણગંગા ॥ ત્યાંથી નિકળીએ પ્રવાસરે;
અમલસાડ, વલસાડ, નૌસારી, ॥ લેજો ફણસ અન્નાસ.
રમીએ ગૂજરાતેરે. ૧

શાં શોભે કદલીવન શિતળ ! ॥ શી બે'કે લીંબુવાઈ રે;
આંબા *ઈક્ષાના અમૃત સરખા ॥ હરખી કહે છે દેશાઈ.
રમીએ ગૂજરાતેરે. ૨

સુરત શે'રનું સુંદર સ્ટેશન ॥ સુંદર રસ્તા સારારે;
સુંદર, નાજુક, લોક વિચક્ષણ, ॥ શોખી, સફાઈ કરનારા.
રમીએ ગૂજરાતેરે. ૩

એ! આવી બરફીની દુકાનો ! ॥ ઉભાં રહો, રઢ લાગેરે!
પાપડી પણ આપણ આ ટાણે ॥ પામ્યાં પૂરણ ભાગ્યે!
રમીએ ગૂજરાતેરે. ૪

જરૂર નાતમાંજમવા જઈએ ॥ જમણ આવાં નથિ નરખ્યાંરે!
ચિનાઈ સાડી ચપડા ચમકે ॥ સર્વે લખેશ્રીજ સરખાં.
રમીએ ગૂજરાતેરે. ૫

મેળા, ખેળા, ને વરઘોડા ॥ નાચ ને રંગ ઠામ ઠામરે;

---

*એ પાસના, એ મૂળકના.

હસતાં રમતાંજ દિસે સદા સૌ ॥ કરતાં હશે શું કામ !
રમીએ ગૂજરાતેરે. ૬

આગળ આ હતું હિંદુસ્થાનમાં ॥ સૌથી બંદર મોટું રે ;
નામીચું દુનિયામાં, તે કેમ, ॥ છેક થયું હશે ખોટું ?
રમીએ ગૂજરાતેરે. ૭

તાપી નાહિ, લઈ લાહે ગજી, ॥ કિનખાબ, કિનારી, ચાલોરે ;
નરમદાનો નરખી, નર, પૂલ ॥ નરનાં *નરપણ ભાળો.
રમીએ ગૂજરાતેરે. ૮

ભરૂચની ટેકરી બહુ બાંકી ॥ ટીંબા ચડજે તપાસીરે ;
ટેડી પાઘ, કકડતાં કપડાં ॥ રૂમાલ તો ફરમાસી.
રમીએ ગૂજરાતેરે. ૯

ભાંગ્યું, ભાંગ્યું, પણ એ છે ભરૂચજ ॥ ભૃગુનો આશ્રમ કહાવેરે;
શે'ર જુનું ગૂજરાતે, આજે પણ ॥ રૂ બહુ †રેલે ચડાવે.
રમીએ ગૂજરાતેરે. ૧૦

ત્યાંથી કબીરવડ જોવા જજો ॥ જગમાં જે છે નવાઈરે ;
જોઈ ડભોઈ, પાછા વળજો; ॥ ‡માળમાં માલ ન કાંઈ.
રમીએ ગૂજરાતેરે. ૧૧

મેલ્યું ભરૂચ કે આવ્યું કાનમ, ॥ કાળી ધરતી રસાળીરે ;
જ્યાં ચોમાસે જાય કળી પગ, ॥ કણબી કન્યા દે ગાળી.
રમીએ ગૂજરાતેરે. ૧૨

મિયાંગામ ઈટોલું વટાવે ॥ આવે ઝાડનાં ઝુંડ રે ;
ઝાડે ચારે તર ચરોતરનું ॥ ગોંદરૂ આ છે પ્રચંડ.
રમીએ ગૂજરાતેરે. ૧૩

---

* મર્દાઈ, પરાક્રમ. † રેલવેને માર્ગે. ‡ પંચમહાલનો માળ પ્રદેશ.

વડોદરે નિર્ભ્રાંત ઉતરજો ॥ નથી મલ્હારરાવ ઘેલોરે;
દાણનું દુખ તો છે હજી કાયમ ॥ ગાંઠડા હેઠે મેલો.
રમીએ ગૂજરાતેરે. ૧૪

લક્ષ્મીવિલાસને મોતીબાગને ॥ નજરબાગનો મીનોરે;
જોજે સવારી, સાટમારી ને ॥ નૃપ નવીન પ્રવીણોરે,
રમીએ ગૂજરાતેરે. ૧૫

પાન ને પર્વળ લઈ પરવરીએ ॥ શો ઊંચો પૂલ મહીનો રે !
"આવી મહીં ને ફિકર થઈ" એ ॥ ઉખાણો હતો અહીંનો.
રમીએ ગૂજરાતેરે. ૧૬

આપે જણાયછે આવ્યું ચરોતર ॥ બોલીને બુદ્ધિ જ્યાં જાડીરે;
જાડી પણ ગાઢી કસવાળી ॥ ધંધે *કોસરે હદવાળી.
રમીએ ગૂજરાતેરે. ૧૭

હોય જવું વડતાલ કે ડાકોર, ॥ તો વચમાંથી વિચરજો રે;
કપડવંજે કાચ ને સાબુ ॥ જોઈ સુધારો કરજો.
રમીએ ગૂજરાતેરે. ૧૮

આવી આનંદે પાછા આણંદે ॥ કે નડીયાદે મળજોરે ;
મહમદશાહનું શે'ર જોઈને ॥ અમદાવાદે વળજો.
રમીએ ગૂજરાતેરે. ૧૯

અમદાવાદે આદે હતી બહુ ॥ ગાદી મોટી પાદશાહી રે ;
જ્યાં ત્યાં મસીદ,ને †તોડા તે હજી ॥ યાદ આણેછે ભાઇ !
રમીએ ગૂજરાતેરે. ૨૦

જુમામસીદ શી મોટી ! મહમદશાહનું સેન સમાય રે ;

---

* કસર કરવાનો ગુણ. † નાના મિનારા.

જુમામસીદ જોતાં તે વખતની ॥ ઝાંખી આજે થાય.
રમીએ ગૂજરાતેરે. ૨૧
ભદ્રની શોભા છે બહુ સારી ॥ ત્રણ દરવાજે કમાનરે;
હઠીસિંગને દેહેરે આરસ ॥ ઓપે હીરા સમાન.
રમીએ ગૂજરાતેરે. ૨૨
શાહઆલમ સર્ખેજની શોભા ॥ શી રીતે વર્ણાયરે ?
અસલી ઈમારત હુંનર આગળ ॥ ઈજનેરી લજવાય.
રમીએ ગૂજરાતેરે. ૨૩
રાજનગરનાં જન ઉદ્યોગી, ॥ કોડીલાં કસરની સાથેરે.
વિવેકી, ને વળી પરગજુ પણ ॥ તન મન *કણ ત્રણ વાતે.
રમીએ ગૂજરાતેરે. ૨૪
રસમાં છે અહિં છપ્પા સામળ-કવિના પૂરણ કામરે,
જેમ સુરતમાં પ્રેમાનંદ, ને ॥ વડોદરે દયારામ.
રમીએ ગૂજરાતેરે. ૨૫
ગઈ પાદશાહી ઘણા દિવસથી ॥ પણ †શાહે રંગ રાખ્યોરે,
બાંધી સાઢાત્રણ તાંતણે શે'રને ॥ ધંધો ધોકારે દાખ્યો.
રમીએ ગૂજરાતેરે. ૨૬
ધોતીજોડા, પીતાંબર, સાડી, ॥ જે જોઈએ તે લેજોરે;
બાર બોલાવે બોત્તેર આવે ॥ કોક દલાલને કહેજો.
રમીએ ગૂજરાતેરે. ૨૭
આવે દલાલ, ને લાવે લટકતા ॥ વેપારી ટોળે ટોળરે ;
લુંટે, કુંદે, દે ગાળ, ખેંચે, સમ ॥ ખાય, કરે કાગારોળ !
રમીએ ગૂજરાતેરે. ૨૮

---

* ચપટી દાણો. † વેપારી વાણીઆએ.

આવી અગાડી ગાયકવાડી ॥ ઘોડા ફરે મદ માતારે ;
વડનગર ને વિસલનગરે ॥ જાવું પણ નથી જાતાં.
રમીએ ગૂર્જરાતેરે. ૨૯

સરસ્વતી તીર સુંદર સિધપુર ॥ કપિલ મુનિનું ધામરે,
પાટણ, પ્રાચીન રાજધાનીને ॥ અહિંયાથીજ પ્રણામ.
રમીએ ગૂર્જરાતેરે. ૩૦

કાઠિયાવાડે હાલ નથી ભાં ॥ * હાલો તે ભણી જઈએરે ;
દેશી રાજનાં દુખડાં દેખી ॥ દિલમાં દુખિયાં થઈએ.
રમીએ ગૂર્જરાતેરે. ૩૧

રેત ગઈને પા'ણા આવ્યા ॥ ઝાડનું દેખું ન નામરે ;
ખરે સૌરાષ્ટ્ર તો ખનિજ ખજાનો ॥ ખોલ્યાનો ખરો ઠામ.
રમીએ ગૂર્જરાતેરે. ૩૨

પ્રથમ જુનાગઢ ચાલો, જોઈએ ॥ નરસિંહ મે'તાનો ચોરોરે.
છતું કર્યું ગૂર્જરાત સપૂતે ॥ એનો પાડ ન થોડો.
રમીએ ગૂર્જરાતેરે. ૩૩

જામનગર મચ્યું રાગને રંગમાં ॥ ભાવનગર ભળપણમાંરે
પેહેલા વર્ગનું ચોથું પ્રાંગદ્રું ॥ પોરબંદર હાલ ગણ મા.
રમીએ ગૂર્જરાતેરે. ૩૪

સુદૃઢ, તીખા, શોખી, શાણા, ॥ મતલબી, ખટપટવાળારે,
મીઠા તો મધથી પણ અદકા ॥ લોક અણીકોર ભાળ્યા.
રમીએ ગૂર્જરાતેરે. ૩૫

જોવા લાયક રાજ રહ્યાં બહુ ॥ પણ કહોને શું કરિયેરે ?
રાજાધિરાજની રાજે ધજા જયાં ॥ રાજકોટે જઈ ઠરિયે.
રમીએ ગૂર્જરાતેરે. ૩૬

---

* ચાલો.

બાજે બાજે રાજ બધા ત્યા ॥ આવી પ્રસંગે જાશે રે;
જોઈ રહ્યા, કે વળશું પાછા ॥ પ્રવાસ પૂરો થાશે.
રમીએ ગૂજરાતેરે. ૩૭
રહી ગયું જોવું દીવબંદર, ને ॥ ધોળેરૂં, ને ઘોઘુંરે,
ખારેઘોડે ખૂટે ન મીઠું ॥ મીઠું પાણી મોંઘું.
રમીએ ગૂજરાતેરે. ૩૮
પશ્ચિમે દ્વારિકા પૂર્વે કાળી, ॥ ઉત્તરે અંબામાતરે,
દક્ષિણે કુંતળેશ્વર એ છે ॥ ચારે ચોકી ગૂજરાત:
રમીએ ગૂજરાતેરે. ૩૯
ઉન્હાં પાણીના કુંડ લસુંદ્રા ॥ ગોધ્રા, ને ઉનઈએરે,
ગંધક તો ગંધાય છે ખુલ્લો ॥ રામ સુધી શિદ જઈએ!
રમીએ ગૂજરાતેરે. ૪૦
વિમલશાહનાં દેરાં બળેલાં ॥ લાવારસ*માં દટાયાંરે,
જોતાંજ, જાણે જ્વાળામુખીનું ॥ જોર જે જન છે ડાહ્યાં.
રમીએ ગૂજરાતેરે. ૪૧
રહી છેવાડે છાવણી ડીસા ॥ હવા પાણી જ્યાં સારાં રે,
પાલણપુર ઉપરથી થઈને ॥ આબુજી જોવા ધાર્યાં.
રમીએ ગૂજરાતેરે. ૪૨
વેલી વનસ્પતિ વિધવિધ ઔષધિ ॥ જૈન દે'રાં જયકારીરે
"એઠે કઠે" કરનાર મેવાડને ॥ મારવાડની અહિં બારી,
રમીએ ગૂજરાતેરે. ૪૩

---

* પૃથ્વીની અંદર જે બળતો રસ છે તે, જ્વાળામુખી ફાટેછે ત્યારે એ બહાર ઉભરાઈ આવેછે.

વાદળાં અંગે અડકી હિંડે, ॥ ટાઢે જવાય ઠુઠવાઈ રે,
પાલીતાણે, ગિરનાર, શેત્રૂંજે ॥ ભુલ્યાં આપણે જવું ભાઈ.
રમીએ ગૂંજરાતેરે. ૪૪
રાંધણપુર જઈ રણને ઝાંખવું, ॥ કછ ભુજ જ્યાંથિ જવાયરે,
માંડવીબંદરથી ઉપડતાં ॥ મુંબાઈ બોટે* અવાય.
રમીએ ગૂંજરાતેરે. ૪૫
મુંબાઈ તો અલબેલીજ કહાવે ॥ જાણીતી જગમાંહ્યરે
વિદ્યા હુનર, વેપાર ને રાજનું ॥ નૂર નવલ શું ગાય ?
રમીએ ગૂંજરાતેરે. ૪૬

---

## चैत्र मासनुं चित्र.

### गरबी ( ચોછક્કા.)

ચતુર, ચૈત્રને વસંત વર્ગે શિદ ભણ્યો જો ?
લોકે ક્યારનો ઉન્હાળે ગુણ લેખી ગણ્યો જો. ચતુર૦
પડે તાપ જે બપોરે, તોબા તે થકી જો,
રૂડી રાત્રિ, ને સવાર, સાંજ છે નકી જો. ચતુર૦
રાતે નિર્મળા આકાશે તારા ઝગઝગે જો,
ચોગમ ચંદનીમાં ચંદ ચારૂ ચગચગે જો. ચતુર૦
સાંજે વાણે શિતળ મંદ પવન વા'યછે જો,
એથીજ નિશાળો સવારમાં ભરાયછે જો. ચતુર૦
પણ જંત્ર વેળા ધરતી ધખી જાયછે જો ;
છત્રિ જોડા વિના ડગલું ના મુકાયછે જો. ચતુર૦

---

* આગબોટ.

પડે તાપ, તપે તાળકું, માથું ભમે જો,
લોહી ઊકળે, ને આવે ઊંઘ આ સમે જો. ચતુર૦
ઊંઘે વાઘ નાગ આદિ શોધી છાંયડા જો;
બેઠાં ડાળપર, જો ડોળાં ખાય પંખીડાં જો. ચતુર૦
પેઠાં માળામાંએ બાળ પંખી તરફડે જો,
નવલ કહે લાગે લૂ, બાળક, બહાર રડવડ્યે જો. ચતુર૦

## वैशाख मासनु चित्र.

લૂ લૂ લૂ વૈશાખે ! શાખે શીખો લાધિયે જો !
આ શું પૃથ્વીએ પંચાગ્નિ જોગ સાધિયો જો ! લૂ લૂ લૂ૦
જાણે ભઠ્ઠીનીજ પાસ ઉભાં આપણે જો,
એવા તડકાના ભડકા લાગે બારણે જો. લૂ લૂ લૂ૦
આંખે આવે અંધારાં તડકે તાકતાં જો;
વને વનચરો જળ ઝાઝુઆના ઝાંખતાં જો. લૂ લૂ લૂ૦
ગોંધાઈ ઘરમાં બેઠે પણ ન ચેન આ ઘડી જો,
આવે ઝાળ, ને ઝલાઈ જાય ચામડી જો! લૂ લૂ લૂ૦
ગામ બાહાર લૂને ઝપાટ ઘાસ છોડવા જો!
ગયાં સુકાઈ; સિમાડા મસાણ સમ હવા જો! લૂ લૂ લૂ૦
બોડાં બોડાં બહુજ ઝાડ પણ દિસે ખરાં જો;
વાયાવાયલા, ને ખરર ખર્યાં પાતરાં જો. લૂ લૂ લૂ૦
સૂકાં વાંસનાં વન સળગી ઊઠે આ સમે જો;
દારૂણ દવ બધુંજ બાળતો ઓગમ ધુમે જો. લૂ લૂ લૂ૦

પશુ પક્ષી વૃક્ષ વલ્લિ પ્રલય થાયછે જો;
ઉજડ ઉજડ નવલ જંગલો જણાયછે જો. લૂ લૂ લૂ૦

## જેઠ માસનું ચિત્ર.

આવ્યો જેઠ, ને બફાઈ ચાલ્યાં બાફથી જો!
ફુટ છે ફૂવારા જો ને રોમ રોમથી જોજો,
એવાં ઝરણ ઝાઝાં મળી નદી વહે દિલે જો;
ટીપાં ટપકે ટપ કપાળે, ગાલે, ને ગળે જો. આવ્યો જેઠ૦
જળ જેટલું ઝરેછે, તેટલું ખરે જો,
"પાણી પાણી" કરી પ્રાણ પાછું લે અરે જો. આવ્યો જેઠ૦
સુકી જીભને જનાવરો દોડ વને જો,
હતાં જે સુતાં સંતાઈ ગુફાને ખુણે જો. આવ્યો જેઠ૦
મળે જળ ન; જળ વિના સૌ બ્હાવરાં થયાં જો;
નદી, નાળાં, ને તળાવ તો સુકાઈ ગયાં જો. આવ્યો જેઠ૦
પાણી કૂવાનાંએ કમી થઈ જાયછે જો;
લાંબા દાહાડલા આ દોહેલા કહેવાયછે જો. આવ્યો જેઠ૦
ઘણાં હોયછે તોફાન દરિયા પરે જો;
ચડી વા વંટોળે, જળ થળે જુલમ કરે જો. આવ્યો જેઠ૦
ધરણીથી ઉઠાવીં ધૂળ ગગને લઈ ચડે જો;
આંધી હોય, ને દબાય આદમી ઉંટ *દડે જો. આવ્યો જેઠ૦
વાં'ણો ડોલી, સઢ તોડી ચકડોળે ચડી જો,
ડૂબે દરીયામાં, જોને મરણ બુમ પડી જો! આવ્યો જેઠ૦

---

*ધૂળના ઢગલા.

મહાસાગરે જળસ્તંભ થઈ મેઘે* મળે, જો;
રણે રેણુનારે નવલ થાતા ઝળહળે જો. આવ્યો જેઠ

---

## भक्तिनुं परोढियुं.

### राग प्रभात. (ચોછક્કુ.)

શાંત શાંત સકળ સ્થળે, શાંત ચિત્ત સારૂં,
શાંતિનો દાતાર સાર, શ્રીપ્રભુ સંભારૂં; શાંત શાંત૦ ૧
પૂર્ણ બ્રહ્મ ભકિતનું પરોઢિયું છે આજે:—
પ્રફુલ્લ ઉદય કમલ પલ્લવ બુંદ આનંદ રાજે; શાંત શાંત૦ ૨
મોહ રાત્રીનો પ્રકાશ ઝાંખો થયો ભાઈ;
પાપરૂપ પોયણી આપે ગઈ બીડાઈ, શાંત શાંત૦ ૩
શિતલ, સુગંધિત, મંદ ચિદાનંદ પવને;
જાગ્યો જીવ જગાડે જગત, ગભીર ગૂઢ કવને. શાંત શાંત૦ ૪

---

## [छट्ठुं धोरण भणनारीओने सारु.]

### प्रभातनुं वर्णन.

### प्रभातियुं (અષ્ટ ચોકા.)

જાગો, જાગોરે, મારાં ઉજમાળાં બે'ના, કે
વા'ણેલાં ભલાં વાયાંરે ! ટેક.
જાગ્યાં, જાગ્યાંરે મોર પોપટ મેના, કે, વા'ણે૦ ૧
ધીમે ધીમે રે બોલ બોલે રસાળા, કે, વા'ણે૦

---

*વાદળાંને.

જાણે જાણેરે એ જગાડે બાળા કે! વા'ણે૦ ૨
બીજાં બીજાંરે બા'ર પંખી કલોલે કે, વા'ણે૦
ઉડે ઉડે ને, મીઠું મીઠુંજ બોલે કે, વા'ણે૦ ૩
ચીં ચીં ચીં ચીંરે કરે ચકલી આનંદે કે, વા'ણે૦
રમે રમેરે ખિસકોલી સ્વછંદે કે. વા'ણે૦ ૪
બોલે બોલેરે ગાય ભેંસ ગોશાળે કે, વા'ણે૦
નાચે નાચેરે નાનાં વાછરૂં વા'લે કે. વા'ણે૦ ૫
જોજો, જોજોરે, ઉંચે પંખી આકાશે કે, વા'ણે૦
ચક્કર ચક્કરરે કરે કુદડી ઉલાસે કે! વા'ણે૦ ૬
ઉંચો ઉંચોરે ચડ્યો સૌથી ચંડોળ કે. વા'ણે૦
ગાતો ગાતોરે રસે ઝાકમઝોળ કે. વા'ણે૦ ૭
ગાએ ગાએરે ગુણીજન બ્રહ્મનામ કે, વા'ણે૦
હરખે હરખેરે આખું જગત કાં આમ કે? વા'ણે૦ ૮
હસી હસીરે ઊઠ્યાં વૃક્ષ ને વેલા કે, વા'ણે૦
ખીલ્યાં ખીલ્યાંરે મન કમળ આ વેળા કે. વા'ણે૦ ૯
ઉગે ઉગેરે સૂરજ સુખધામ કે, વા'ણે૦
તેનો તેનો આ ઓચ્છવ ઠામ ઠામ કે. વા'ણે૦ ૧૦
ભાળે વા'લેરે સૌ ઉમગણી દીશ કે, વા'ણે૦
રાતી રાતીજે સોનેરી અતીશ કે, વા,ણે૦ ૧૧
ઓ! આ! ઉગ્યારે જગ ઝગમગ્યું સંધું કે; વા'ણે૦
જાણે ઝબકોળારે કા'ડ્યું જ્યોતિને સિંધું કે! વા'ણે૦ ૧૨
દીપી દીપીરે ઉઠ્યા બાગ બગીચા કે, વા'ણે૦
ઝળક્યા ઝળક્યારે લીલા ઘાસે ગલીચા કે. વા'ણે૦ ૧૩
જય જય જય જયરે ભણી ઋષિઓ ઉભેલા કે. વા'ણે૦
હેતે હેતેરે ધરે ધ્યાન આ વેળા કે. વા'ણે૦ ૧૪

ધ્યાને ધ્યાનેરે પરિબ્રહ્મને ધારે કે, વા'ણે૦
માગે માગેરે સદ્‌બુદ્ધિજ ત્યારે કે. વા'ણે૦ ૧૫
સાચે સાચેરે સમો ભકિતનો આ છે કે, વા'ણે૦
સહેજે સહેજેરે સંધ્યા વંદાય સાચે કે, વા'ણે૦ ૧૬
આ છે આ છે રે સુખસાધનકાળ કે, વા'ણે૦
જે કોઈ જાગેરે તેનાં ભાગ્ય વિશાળ કે, વા'ણે૦ ૧૭
આવે આવેરે મંદ શિતળ પવન કે! વા'ણે૦
બે'કે બે'કે રેશી સુગંધી વનકે ! વા'ણે૦ ૧૮
તાજાં તાજાંરે થાય તન ને મંન કે, વા'ણે૦
વાધે વાધેરે વય વિદ્યાને ધંન કે. વા'ણે૦ ૧૯

---

## इतिहासनी आरसी.

### गरबी. ( છચોકા. )

ઈતિહાસની આરસી સાહી, ॥ મેં જોયું માંહી;
થિર થાવર દીઠું ન કાંઈ! ॥ ફરતી છે છાંહી ! ૧
આ મુલક બધામાં આજ ॥ કયાંના કયાં રહેતા;
ઈંગ્રેજ કરેછે રાજ, ॥ જગમાં જશ લેતા. ૨
પણ હેંસીજ વર્ષ પછાત ॥ જો જોઈએ ઝાંખી,
દિસે દક્ષણિયો ગૂજરાત ॥ ધુમતા ડર દાખી. ૩
શો પેશવાઈનો દોર ! ॥ પૂનેથી સંચરતાં,
બહુ ચૈકરાં જાલમ જોર ॥ " ઈકડે યા " કરતાં. ૪
માંડ્યા રાજે અધર્મ અપાર ॥ ધર્મનું કહાવે જે;
ફરી ચાર દિવસ ચમકાર ॥ શૂન્ય થયું સહેજે. ૫

પેશવાઈ પેહેલાં મુગલાઈ ॥ ચાલતી ચોપાસે,
અહીં સ્થાપી અકબરશાહી ॥ બાંધી નીતિ પાસે. ૬

નહિ જુલમ, ન ઝાઝું દાણ; ॥ નહિ પક્ષાપક્ષી;
દીધું દેશીને માન સમાન ॥ દેશાઈગીરી બક્ષી. ૭

ટકી બસેં વરસ મુગલાઈ ॥ તે આને યોગે,
જ્યારે રાજનીતિ બદલાઈ ॥ પડી મરવા રોગે. ૮

આ બસેં વરસ પણ બાદ ॥ કરી જે પછવાડે,
પાદશાહી અમદાવાદ ॥ સ્વતંત્રપણે લાડે. ૯

"કુત્તે પર આયા સસા—બસાયા શે'ર શાહને"
આ આશાભીલને અસા—વળે ગમ્યું તેજાંને. ૧૦

થયા મહમદ, બેગડો એક ॥ છેક મહા મોટો,
બાંધ્યાં મસિદ, મિનારા અનેક, ॥ શેર, સણંગ, કોટો, ૧૧

હતો જબરદસ્ત મહા શૂર ॥ મહા મોટો જંગી,
ચડી વા'ણે,લડી ચકચૂર ॥ કર્યા બહુ ફિરંગી. ૧૨

પણ ચૌદસેં બાર અગાઉ ॥ હતું એ ક્યાં શે'રજ ?
હવે પાટણપુરને ગાંઉ—થયો અકરા કેરજ ! ૧૩

સન તેરસેં પુરા માંહ્ય ॥ થયા હિંદૂ પુરા;
પડ્યું પાટણ; વર્ત્યો ત્રાહ્ય ! ॥ ધિક ! નાગર નગુરા ! ૧૪

પેઠા મુલકમાં મુસલમાન ॥ "મારૂં મારૂં" કરતા;
લૂટ ઝૂટે, વટાળે, લે જાન, ॥ વહુ દિકરી હરતા. ૧૫

લડ્યા, પડ્યા હજારો શૂર ॥ "ભલે મરિયે મરિયે.
વહ્યું લોહી, જેમ જલપૂર, ॥ ડુબ્યો દેશ તે દરિયે ! ૧૬
એ દિવસ પડી જે પોક ॥ હજી ગગને ગાજે !

એ દિવસ દેશિયો શોક ॥ કરોને મળી આજે ! ૧૭
એ દિવસ થકી પરતંત્ર ॥ થયા, લાગી આપણ રે !
એ આગે હતા સ્વતંત્ર ॥ હિંદુ સૌ આપણ રે ! ૧૮
વધ્યો શોક, થંભ્યું મુજ ગાન, ॥ જ્ઞાન આ એકજરે,
વિના ધર્મ, નવલ, આ સ્થાન ! ॥ ચલિત સૌ છેકજરે. ૧૯

## वसंतवर्णन.

### होरी.

પચરંગી પટકુળ ધારી,
દીપે કુદરત આ રતે ન્યારી. ટેક.
કુમળાં ચળકતાં વૃક્ષે સજ્યાં ॥ નવ પલ્લવ જૂનાં ઉતારી,
આંબે મોર અથાકજ ઝૂકે ॥ જાણે કલગીઓ સારી !
વસંતની આવી સવારી ! દીપે૦ ૧
વીંટી વળી વેલી સૌ સૌને ॥ વૃક્ષે હસ્ત પ્રસારી,
ફૂલના ઝૂમખે ઝૂમખા જે પર ॥ રંગાબેરંગી અપારી !
ઝોકે ઝાંડી ફૂલ ભરી ભારી ! દીપે૦ ૨
ફૂલ ભરી ડાળો ડોલે, ખરે ફૂલ ॥ પથરાઈ ફૂલની-પથારી;
ભ્રમર હજારો ગુંજાર કરતા ॥ સુગંધિ લેતાં ગયા હારી !
બધુંજ રહ્યું મ્હેક જ્યાં મારી ! દીપે૦ ૩
ફૂલ ભરી ડાળો ડોલે, હિંડોળે ॥ બેઠાં પોપટ, મેના પ્યારી;
ને નવરંગી અવર બહુ પંખી ॥ મધુર કરે રવ ! તારી,
કોયલ, તો છે બલિહારી ! દીપે૦ ૪
કોયલો કુક કુક કુક્ કરી રહી ॥ પંચમ સુર અનુસારી;

ધદ ધદામાં પડઘા પડે ને ॥ કુંજ કુંજી રહી સારી,
મનોહર કામણગારી ! દીપે૦ ૫
દ્રાક્ષને માંડવે લાખો દરાખો ॥ લીલી, લોચનઠારી,
કુમળા બપોરના તાપે તૃશ્યાના ॥ હાથ લોભાવનહારી,
કંઠે થંડક કરનારી ! દીપે૦ ૬
ઉગ્યા ગુલાબ, ને આવી ગુલાબી ॥ તાઢની તો હવે વારી,
વાહે સવારમાં મંદ, સુગંધિત ॥ શિતળ, સમિર સુખકારી,
અંગે ઉમંગ વધારી ! દીપે૦ ૭
રંગ્યાં ઉમંગ્યાં પશુ, પંખી, નર, ॥ નાર કુમાર, કુમારી,
સર્વ સજોડે રમે, જમે, કોડે, ॥ સર્વ કરે મઝાદારી,
મુખે મીઠી હોરી ઉચારી ! દીપે૦ ૮
હોરીના સૂર ઘુમી રહ્યા ચોગમ; ॥ ચોગમ લગન છે જારી;
લગનસરા તો વસંતેજ સોહે; ॥ વસંત છે લગન આચારી !
જેણે રચી અજબ તયારી ! દીપે૦ ૯
એ રીત આ રતે પાંચે ઇંદ્રિ, ને ॥ રૂદય રીઝયાં સંસારી
હોળીરમણ, આ હર્ખઝરણની ॥ રીત સ્વભાવિક ધારી,
ગણો ચાલુ ગંદી નઠારી ! દીપે૦ ૧૦
સંત સ્તવે ભગવંત વસંતે ॥ ઊંચે સ્વરે લલકારી,
જેણે જગતમાં ચોગમ ફરતી ॥ આવી અનુપ ઉપકારી,
લલિત લીલા વિસ્તારી ! દીપે૦ - ૧૧
જય! જય! જય! સચરાચર! સુંદર ॥ જય! ચિદ્રૂપ ભયહારી!
જય! જય! એક, અકળ, બ્રહ્માંડ અખંડ અખિલ વિહારી !
નવલ તન મનના ધારી. દીપે૦ ૧૨

# गुणनुं कजोडुं–व्हेमी स्त्रीनुं वर्णन.

## गरबी. ( समछक्का.)

કેવું આ કજોડું તે કહેવાય, દેશિ કહોને તમે કેવું આ૦ ટેક.
પુરૂષ તો ભણ્યો ને ગણ્યોછે ઘણોગુમાનિઆ;
સ્ત્રીથિ ના સ્વભાષા શુદ્ધ બોલાય. દેશિ૦ ૧
ભાઈ તો ભુગોળ ને ખગોળમાં ઘુમેછે;
બાઈનું તો ચિત્ત ચુલામાંહ્ય. દેશિ૦ ૨
પુરૂષ આ પ્રવીણ પૂરો પુસ્તકો રચેછે;
પેલિથી ન પત્રએ વંચાય. દેશિ૦ ૩
ભાઈ તો સ્વદેશને સુધારવા મથેછે;
બાઈ કહે "હું જોઉ શી રીત થાય." દેશિ૦ ૪
પુરૂષ ધૂર્ત ઢોંગિનાજ ઘાટમાં ફરેછે;
તેતો ઘેર પેલીથી પૂજાય. દેશિ૦ ૫
ભાઈ તો સભામાં જઈ સુભાષણોજ આપે;
બાઈ જઈ રાજિયો ગાય. દેશિ૦ ૬
પુરૂષ તો પધારે સુધારાની મંડળીમાં;
પેલિ પાપી મંડળીમાં જાય. દેશિ૦ ૭
ભાઈ તો નશીબનો નકાર કરે મૂળથી;
બાઈ તો ગરોડા પુઠે ધાય. દેશિ૦ ૮
પુરૂષ તો પવિત્ર પરમ ઈશને પૂજેછે,
ગોવાળની ગલીચી પેલિ ચાહ્ય. દેશિ૦ ૯
ભાઈડો ન ભૂલથી એ ભૂંડું કદી ભાખે;
ભૂંડણી વિવાહે વિષ્ટા ખાય. દેશિ૦ ૧૦

દશિઓ, ન દોષ દેશો, જો કદી એ બાપડો,
હારીં કરે એ પીડા વિદાય. દેશિ૦ ૧૧
છેકજ જ્યાં આવી રીત ભાત અતિ જૂદિ છે;
પ્રીત તે શી રીતેરે બંધાય? દેશિ૦ ૧૨
વાત શું કરે, ને અરે ચિત્ત તે શું એ કરે!
એક એકને ન જ્યાં સુહાય. દેશિ૦ ૧૩
ચાલતા વેહેવારની તો વાતજ તજવી;
એણેજ રણસ્તંભ રે રોપાય. દેશિ૦ ૧૪
વિદ્યાના વિનોદ કેરિ વાત કદી કહાડે;
વ્હીલું વ્હીલું પેલિ જોય ત્યાંય. દેશિ૦ ૧૫
વર્ત્તમાનનીએ વાત એને નહિ ગોઠે,
એની તો જુદીજ છે દુનિયાય. દેશિ૦ ૧૬
એને ઝોડ ઝપટની, કે કામણ દુમણનીજ વાત,
કે કૂટવા જવાની રે સદાય. દેશિ૦ ૧૭
એ તો જાણે ખાવું પીવું પ્હેરવું ને ઓઢવુંજ,
કે નજર ઊતારના ઉપાય. દેશિ૦ ૧૮
ઝાઝું શું કહેવું રે થોડું લખે ઘણું માનજો!
અભણ વ્હેમિ મુરખની એ રાય. દેશિ૦ ૧૯
વયનુંરે કજોડું કદી હોય, હાય હાય થઈ;
ભૂંડું ભૂંડું ભૂંડું બહૂ ભણાય. દેશિ૦ ૨૦
રૂપનું કજોડું પણ વિરૂપરે મનાયછે,
ગુણનું કજોડું ના ગણાય! દેશિ૦ ૨૧
કેમરે લગાર કંઈ વિચાર કરો, નાર, નહિકે;
નરથી આ કજોડું કેમ વેઠાય? દેશિ૦ ૨૨

ગુણનું કજોડું ભૂંડું સર્વથી સંસારમાં,
લાજ જેનિ ના કદી હોલાય. દેશિ૦ ૨૩
લાજ એ લાગી રહીછે ઠામ ઠામ, નવલરામ;
આંખ જો ઉઘાડો, તો દેખાય. દેશિ૦ ૨૪

---

## बाळलग्नना तमाम नुकसाननो उपसंहार.

### गरबो. ( સમચોકો. )

હાંરે નામ બાળલગનનું તો બાળો !
બાળો કે ખાડમાં ઘાલોરે ! નામ બાળ૦ } ટેક.

બાળલગનનું નામજ સુણતાં, આવે મને કંટાળોરે. નામ૦
બાળલગનનાં દુખ દેખીને, દેશ થઈ ગયો કાળોરે. નામ૦
બાળ બિચારૂં શું સમજે એમાં ! ઠાઠ શો માંડ્યો ઠાલોરે!નામ૦
દૈવ ઉપર શિદ દોષ મુકો છો ! પ્રકૃતિ વિરૂદ્ધજ ચાલોરે! નામ૦
બાળલગ્નની ભૂંડી રૂઢી, આંખ ઉઘાડી ભાળોરે ! નામ૦
ભૂંડિ રંડાએ સુકવી નાંખ્યો, સુંદર દેશ રસાળોરે ! નામ૦
બાળલગનને તો બાળકબળનો, પાયો પૂર્ણ પ્રજાળ્યોરે. નામ૦
ઉદ્યમ હોંસ પરાક્રમ આદિક, સહેજે બળી ગઈ ડાળોરે. નામ૦
બાળલગને તો વિદ્યાવૃદ્ધિનો, મારગ મૂળથિ ખાળ્યોરે. નામ૦
"ભટ્ટ ભણ્યા, તો કે પરણ્યા છઈએ" "ધનમાં આ ઉભિ ધાડોરે" નામ૦
બાળલગને બળ બુદ્ધિ હરીને, સુખનો સંભવ ટાળ્યોરે. નામ૦
હુનર કળામાં પાછળ પાડી ! પૈસો વિલાતે વાળ્યોરે. નામ૦
બાળલગનથી હોય કજોડાં દુખ દુખ જેમાં હજારોરે. નામ૦

બાળરાંડ બહુ એથિજ થાએ, એથિજ અતિ વ્યભિ-
　　ચારોરે. નામ૦
બાળલગને હડહડતો આણ્યો, કળિજુગ કાળ કરાળોરે, નામ૦
બાળકનાં માબાપ બનેછે, બાર વરસનાં બાળોરે. નામ૦
બાળલગને તો ઢીંગલા ઢીંગલી, સરખા બન્યા નર
　　નારોરે. નામ૦
ભરજોબનમાં ઘડપણ આણ્યું, આણ્યો મરણનો
　　વારોરે. નામ૦
બાળલગને બન્યો બળહિણ, બ્હીકણ, આપણો
　　સઘળો રસાલોરે. નામ૦
બાળલગને અરે બાયલો કીધો, ભરતનો ખંડ
　　યશાળોરે. નામ૦
બાળલગ્ન દુખ સકળનું મૂળજ, કળિજુગ એજ
　　વિચારોરે. નામ૦
બાળલગન તજિ, નવલસ્વજન સૌ, દેશને ડુબતો
　　તારોરે. નામ૦

---

### (ફીમેલ ટ્રેનિંગ કોલેજને સારૂ.)

### લાડીવિદાય.

**ગરબી ૧ લી. (સમપોકો ત્રિતાલી.)**

આજ હોય સાસરે લાડી વિદાયરે,
　　આશરે, ઈશ તારે ! ટેક.
ઈશ, તું રક્ષણ કરજેરે એનું;
એનું ન અન્યકો ત્યાંયરે ! આશરે૦ ૧

સાસરી હોય સુંવાળી ઘણેરી,
તો પણ કઠણ કહેવાયરે. આશરે૦ ૨
ગામ અજાણ્યું, ને ઠામ અજાણ્યું,
જન અજાણ્યા માંહ્યરે. આશરે૦ ૩
ખાવું પીવું પણ પરમરજીપર,
ભૂખે મુખે ન મંગાયરે ! આશરે૦ ૪
નિતનાં નિજજ્ઞ કરતાં શિખવા શું,
આ વ્રત કાઢ્યું વડાયરે ? આશરે૦ ૫
બોલવું તો પૂછ્યું; ચાલવું ચલવ્યું,
કહેલુંજ કરવું સદાયરે. આશરે૦ ૬
બાર વરસની બાળકીએ કયમ,
ઠાઉકા આમ થવાયરે ? આશરે૦ ૭
રમતિ કુદતિ હરણીએ તો કયમ;
પગલાં ભરાવ્યાં ભરાયરે ? આશરે૦ ૮
લાડે રમેલિથિ કેમ ચરણ, મુખ,
ને મન બાંધિ મુકાયરે ? આશરે૦ ૯
જિવતાં જડ થઈ, પૂતળા પેઠે,
નચવ્યું કેમ નચાયરે ? આશરે૦ ૧૦
જોગી જતીની ન જ્યાં ગતિ ચાલે,
કે કેમ કહો એથી થાયરે ? આશરે૦ ૧૧
થાઓ કે નહિ પણ નિશ્ચે કરેછે,
એમજ સુકુળ બાળાયરે ! આશરે૦ ૧૨
એથી અધિક કંઈ હોએ ત્યારેજ,
નવલ સાસરી નિંદાયરે ! આશરે૦ ૧૩

### ગરબી ૨ જી. ( ચોચોકી. )

## સાસરે જતી છોડીનો ઉત્તર.

માડી તું મારી, છોડને શોક નકામો. ⎫
છોડીને સાસરા વણ ક્યાં વિરામો ! ⎭ ટેક.
સાસરીં તો સર્વે સ્ત્રિને શિર સરજી;
એમાં સુખ શોભા સકળ સુંદરજી;
ચાલી આવી રીત એ તો ઘરઘરજી. માડી૦ ૧
માટે તમે ધીર ધરી મને આપો,
મને તો સહજે હોય સંતાપો.
ગમે ન જવું મેલી માયાળુ માબાપો. માડી૦ ૨
કાપીને કોમળ કેળની ડાળી,
જાણે ખોદી ઠામ કઠણમાં ઘાલી,
રૂએ રૂએ રૂએ આંસુડાં તે ઢાળી ! માડી૦ ૩
કલેજું મારૂં તો ફડ ફડ થાએ;
પિપળના પાન પેઠે કંપાએ;
મારે મન પૃથ્વિ રસાતળ જાએ ! માડી૦ ૪
એવું મને લાગેછે સહુજ સ્વભાવે,
સાસરીંયે જાવું પ્રથમ કોને ભાવે !
સહેજે સદા સર્વેને રડવું તો આવે ! માડી૦ ૫
તો પણ આ શોક ક્ષણિક ગણ મારો,
ઊંડો ને ગાઢો બહુજ છે તારો;
દુખી મારા દુઃખમાં હોય વધારો ! માડી૦ ૬

સાસરીયે દુ:ખ તો પહેલું પલ્લામાં;
તમે કહ્યાં તે બધાં દુ:ખ સાચાં માઃ
તો પણ સહ્યા વણ શો છુટકો શામા ? માડી૦ ૭
માટે, મા, શોક તજી કહો પ્રીતે,
સાસરીયે સુખી થવાય શી રીતે,
પરાયાં હોય પોતીકાં નિત્યે. માડી૦ ૮
શાબાસ ! શાબાસ ! સુતા, મતિ તારી !
સફળ કરી સકળ કેળવણી તેં મારી !
સુખી રહે આ છેલ્લી નવલ શીખ ધારી ! માડી૦ ૯

## ગરબી ૩ જી. (અષ્ટચોકુ ત્રિતાલી.)

## શિક્ષાસૂત્ર.

સાંભળ, સાસરે વાસ કર્યાનાં,
સૂત્ર પરમ મર્માળાંરે;
અક્ષરે અક્ષર અંતર કોતરી
રાખજે, કોમળ બાળારે. ટેક.
કામ કઠણ બહુ ! કરવાં પોતીકાં,
જે છે છેક પરાયાંરે.
એ કરવું તો ઈશ્વર હાથે,
પણ આપણે થવું ડાહ્યાંરે. સાંભળ૦ ૧
પ્રેમ વિના પર પ્રેમ પમાય ન,
કેમે કરી કો કાળેરે.
માટે પ્રથમ તો આપ અંતર ભર,
શ્વશુર પક્ષપર વાલેરે. સાંભળ૦ ૨

શ્વશુર પક્ષ છે પક્ષજ તારો,
વિચારી જો ચિત્ત માંહીરે !
જે કુળ ઉપની ઉછરી હેતે,
ત્યાં તો થઈ તું પરાઈ રે ! સાંભળ૦ ૩

ઘર તો સાસરડૂંજ હવે તુજ;
આ તો પિયર સૌ કહેછે રે.
ભાઈ ભોજાઈ આપે રીઝી જે,
બાપડી બે'ન તે લેછેરે ! સાંભળ૦ ૪

હક હિયાંથી ઊઠયો; બેઠા ત્યાં !
કઠણ વચન આ કહેતાંરે;
હૈયું મારૂં ઉથલાઈ જાએ;
આંખે આંસુ વહેતાંરે ! સાંભળ૦ ૫

પરઘરનું ધન પુત્રી કહાવે,
સાચું આજ મેં માણ્યુંરે !
સુખ દેખીશ હવે હું જ્યારે તેં,
સાચું સરળ એ જાણ્યું રે ! સાંભળ૦ ૬

જાણી શ્વશુર કુળ કુળજ તારૂં !
રહેજે રોજ તે રૂખેરે,
તેની શોભાએ શોભા તારી;
સુખે સુખ; દુખ દુઃખેરે. સાંભળ૦ ૭

"પિયર પનોતું રાખો પ્રભુ, પણ,
સાસરૂં તો ઘર મારૂંરે,"
એમ વિચારી મનસા વાચા !
કર્મણા, કર તે પ્યારૂંરે. સાંભળ૦ ૮

પ્રેમે પોતીકું એમ ગણ્યું કે,
સહજે પોતીકું થાશેરે;
સાસુ, નણંદ, વર, દીયર, સસરો,
સર્વે ચિત્તથી ચા'શેરે. સાંભળ૦ ૯

વખ્તે વચન કડવાં કહે, તો પણ
વિનય ન તજવો તારેરે,
"વનો વેરીને વશ કરેછે"
મંત્ર એ મોંઘો ભારેરે. સાંભળ૦ ૧૦

"કામ કર્યાં તેણે કામણ કીધાં"
એ કહેવત છે સાચીરે;
દોરા ચીઠી ને છુમંતરની,
કથની કપટી કાચીરે! સાંભળ૦ ૧૧

વિનય, વિવેક, ને વા'લ વધારી;
ધારી ધીરજ; કરી કામોરે;
સદા સુઘડતા, સદગુણ ગ્રહીને;
નવલ સુતા! સુખ પામોરે. સાંભળ૦ ૧૨

## ગરબી ૪ થી (રાગ ઉપર પ્રમાણે)

શાણાં, સુઘડ, સદગુણી, બની, બે'ના,
સાસરે સુખિયાં થાજોરે!
સંસારે સૌ સ્ત્રી કર્તવ્યો,
કરી પરમ પદ પાજોરે! શાણાં૦ ૧

છ'ર મિજાજ તો તાજજ કરવો,
જો સાસરીએ રહેવુંરે!

શાણપણે સૌ સાથે બોલવું,
ચાલવું, લેવું, દેવુંરે. શાણાં૦ ૨

મધુર વચન, છે મધુથી મીઠાં,
જનમનરંજનકારીરે,
નારિનું ભૂષણ–નારિજ નહિ જે,
નમ્રપણું ન ધરનારીરે. શાણાં૦ ૩

સ્વજન, પરજન, દાસ, દાસીશું,
વદવું વિધિ વિવિધેરે,
સૌ સાથે સૌ લાયક ચાલવું,
મા'લવું મારગ સીધેરે. શાણાં૦ ૪

વણ કહે મન વર્તી વરતવું
સાસરે સૌ અનુસરતુંરે;
પિયુરંજનપર તો મન નિશદિન,
ખંતે અખંડજ ધર તું રે. શાણાં૦ ૫

પ્રેમે પિયુ મનરંજન કરવું,
માનિનીધર્મ એ મોટોરે;
ચાર પદારથ એથી પમાએ,
અન્ય ઉપાય તે ખોટોરે. શાણાં૦ ૬

સ્વામી સંબંધે શ્વશુર પક્ષની,
સેવા કરવી સુરીતેરે,
માત પિતા સમ સાસુ સસરા,
માનવા મનથી નિત્યેરે. શાણાં૦ ૭

પોતાનુંજ ઘર હવે થયું જે,
તે તો સંભાળવું ભાવેરે,

ઘરગોઠવણી તો ગોરીનો,
ગરવો ધર્મજ કહાવેરે. શાણાં૦ ૮

રાત દિવસ મથી મરે મરદ, જો,
કરવા ઘરમાં કમાણીરે;
આણી કમાણી ન વાપરી જાણી,
બાયડી નહિ તે ભુંડાણીરે. શાણાં૦ ૯

શાણી સુઘડ સ્ત્રી રોજ કરે છે
રૂડી વ્યવસ્થા ઘરનીરે,
કરકસર કરે, રહે સૌ સરસી,
શોભા વધારે વરનીરે. શાણાં૦ ૧૦

ઘર જોઈ ઘરધણીયાણીનું,
મૂલ કરે સૌ કોઈરે,
જો ઘરમાં ગંદવાડો દેખે,
કહે "કુઅડ, ફટ ! મોઈરે !" શાણાં૦ ૧૧

સુઘડનાં ઘરબાર, ને ઓરડા,
આરસા જેવા ઓપાળારે,
સદા સુઘડ રહે સુઘડ સુંદરી,
રાખી સુઘડ બાળબાળારે. શાણાં૦ ૧૨

બાળકની સંભાળ કેળવણી,
સ્ત્રીનો ધર્મ એ ત્રીજોરે,
ત્રણ્યે ધર્મ સરસ ને સરળ એ
પાળ્યા, તો પ્રભુ રીઝયોરે. શાણાં૦ ૧૩

પ્રભુને પ્રારથનાથી પ્યારાં,
કર્તવ્ય કર્મો કરવાંરે.

જપ તપ વ્રત ઉપવાસ મૂકી પણ,
પ્રેમે પતિવ્રત ધરવાંરે. શાણાં૦ ૧૪

પતિવ્રતા પતિને અનુસરતી,
હીંડે હરઘડી હેતેરે;
તેની મરજી તેજ એની મરજી;
જીવનદોરી છે તેરે. શાણાં૦ ૧૫

પ્રાણથી પ્યારો ગણી પિયુને,
અનન્ય ભક્તિ કરતીરે;
દુર્જન દુષ્ટને દેખીજ દૂરથી,
આઘી એ ઓસરતીરે. શાણાં૦ ૧૬

નિર્જન વન, ને નિર્ધનતામાં,
રહે પિયુ પાસજ હરખેરે;
સ્વામી વિના નહિ સ્વર્ગે સોહાએ !
સ્વામી સંગે સુખી નરકેરે ! શાણાં૦ ૧૭

સતી પતિથી છૂટી પડે નહિ,
છાયાવત ગત એનીરે;
પતિવ્રતાનું પરમ તત્વ છે
પતિજ, સાંભળ, બે'નીરે. શાણાં૦ ૧૮

બે'ની ! પતિવ્રત ધારી ધીરજથી,
કુળની કીર્તિ વધારીરે,
વિશ્વંભરનો રાખી ભરોસો,
રહેજે, ઓ બેટી, તું મારીરે. શાણાં૦ ૧૯

સુખી સદા તું હોજે ઉભય સ્થળ !
કર મંગળ ! લાડઘેલીરે !
માની કુખ વખણાવજે વા'લી !
માની નવલ શીખ છેલ્લીરે. શાણાં૦ ૨૦

---

## સ્ત્રીસ્વરૂપ.

### ગરબી

સંસારનું નૂર છે નાર,
સજન, સંસારનું નૂર છે નાર
સ્ત્રી સુધરે સકળ સુખ સાર,
સજન, સ્ત્રી સુધરે સકળ સુખ સાર. } ટેક.
ધૂળધાણિ બધું નિર્ધાર, એ વણ, ધૂળ૦

સુંદર સ્ત્રીનું મુખડું, સુંદર સ્ત્રીનું તન,
સુંદર સ્ત્રીના બોલડા, સુંદર સુંદર સ્ત્રીનું મન ! સજન સં૦ ૧
સુંદર સેવા સ્ત્રી કરે, સુંદર ધરેજ સ્નેહ;
સુંદરતા સંસારમાં, ભરનારી નારિજ છેય ! સજન સં૦ ૨
આપે જન્મજ જક્તને, પાળે પૂરણ પ્રીત !
એનાજ નામ આધારથી, કહાવે ઈશ્વરી અંબા ખચીત !
સજન સં૦ ૩
મીઠું બોલી મન હરે, ટાળે તનપરિતાપ,
આફતમાં ધીરજ ધરી, ધીર આપે એ નરનેજ આપ
સજન સં૦ ૪
ઘરૂણી ઘરનો થંભ છે, ઘરનું ઘરૂણિજ માન,
ઘરૂણી ઘરનું ઘરેણું છે, ઘર ઘરૂણિ વિનાનું શ્મશાન !
સજન સં૦ ૫

ઘડપણમાં ઘરૂણી સમી, સેવા કોથી ન હોય,
સ્વર્ગે પણ સંગે ગઈ, તેતો નારિજ! નર નહિ કોય!

સજન સં૦ ૬

ધન ધન નારિ નામને! પ્રેમી પરમ અપાર!
પાળે બાળે સર્વને, એતો આદ્યશક્તિ અવતાર;

સજન સં૦ ૭

નિંદા એની જે કરે, તે પાપી ગુણચોર!
દુર્ગુણને દરિયે ડુબી, તોએ દિલડે દયાનુંજ જોર.

સજન સં૦ ૮

ગોરી ફૂલ ગુલાબનું સૂંકે, કે કરમાય,
કે કોહે વણ કાળજી, તોએ જાતિ સુગંધિ ન જાય.

સજન સં૦ ૯

શાસ્ત્રી, પુરાણિ, પંડિતો, શાણા સજ્જન સર્વ!
સાચે સાચુંજ હું કહું, તમે માનો મુકી મન ગર્વ.

સજન સં૦ ૧૦

દીસે દુર્ગુણિ આજ બહુ, નથી એની કાંઈ નાજ;
પણ એ દુર્ગુણિ મૂર્ખ કે, જે છે તે તમારાંજ કાજ.

સજન સં૦ ૧૧

આદે દમયંતિ, સીતા, દ્રૌપદિ, આદિ અપાર;
થઈ ગઈ બહુ ગુણવંતિયો, તે હતિજ નારિ નિર્ધાર;

સજન સં૦ ૧૨

ધર્મે કર્મે ન કેળવો, નાપો કંઈ પણ જ્ઞાન,
રાખો જે હેવાન તો, કયમ હોય ન એ હેવાન!

સજન સં૦ ૧૩.

હા ! અબળાઓ હાયરે ! હાલ છેજ હેવાન !
ખાવું પીવું ખેલવું, એ ત્રણનુંજ જેને ભાન. સજન સં૦ ૧૪
જ્યાં હેવાનજ હારનો, સઘળો સુંદરિસાથ;
ત્યાં જીવ્યાથી તો ભલું, ખરે મરણ નવલના ઓ નાથ !
સજન સં૦ ૧૫

## नीतिनो चीलो.

### गरबी. ( त्रिअङ्क. )

*ચારૂ ચીલો આ નીતિનો,—નરનારીરે,
ધારો ધરી ઉર ખંત; કહુંછું વિચારીરે.
ભવ પંથે ભૂંડા, ઉંડા,——નરનારીરે,
છુપા કુવા છે અનંત; કહુંછું વિચારીરે. ૧
જેનાં વિવિધ મનોહરી——નરનારીરે,
વેલે છવાયાં મુખ, કહુંછું વિચારીરે.
જો ચૂકિયે પગ મૂકતાં——નરનારીરે,
હોયજ અણહદ દુ:ખ; કહુંછું વિચારીરે. ૨
એ ગોઝારા કૂપમાં——નરનારીરે,
પડ્યા હજારો અજાણ; કહુંછું વિચારીરે.
હસવામાં ખસવું થયું,——નરનારીરે,
ગયા રૂંધાઈ પ્રાણ; કહુંછું વિચારીરે. ૩
માટે ચિતચેતી તમે,——નરનારીરે,
ચાલો ચીલે ચીલેજ; કહુંછું વિચારીરે.

* સુંદર.

ચીલો એ પ્રાચીન છે,——નરનારીરે,
સુંદર, સુખકર સે'જ*, કહુંછું વિચારીરે. ૪
ચીલાની બે બાજુએ,——નરનારીરે,
અખંડ તરૂવર હાર; કહુંછું વિચારીરે.
શિતળ છાયોઁ શોભતી,——નરનારીરે,
ફળ અમૃતસાં સાર, કહુંછું વિચારીરે. ૫
ચીલે ચાલવું સે'લ છે,——નરનારીરે,
સીધોં† સમતળ છેક; કહુંછું વિચારીરે.
છે કુંચન રજ છાંટિયાં,——નરનારીરે,
‡ ગુલ જલ બે'કુંબે'ક; કહુંછું વિચારીરે. ૬
કોણ અભાગી આ ચીલો,—નરનારીરે,
છોડી, હીંડે કુવાટ; કહુંછું વિચારીરે.
મારગ પણ એ પાંસરો,——નરનારીરે,
નહી ભોં, કે ન ઉચાટ; કહુંછું વિચારીરે. ૭
ચીલાથી ચૂકી જરા,——નરનારીરે,
આડા અવળા ન જાઓ ! કહુંછું વિચારીરે,
§ઠગવાડીના ઠાઠથી,———નરનારીરે.
ભૂલી શિદ ભર્માઓ ! કહુંછું વિચારીરે. ૮
ચીલો ચૂક્યાં, તેમણે,——નરનારીરે,
આખર ખાધીજ થાપ; કહુંછું વિચારીરે.

---

* સ્વાભાવિક રીતે. † સપાટ. ‡ ગુલાબ જળ.
§ ઠગે-લોભાવી પાયમાલ કરે-એવી જે નીતિના ચીલાની આસપાસ અનીતિની વાડીઓ છે તે.

પર વીતે ચેતેજ, તે,——નરનારીરે,
ખરાંજ ચતુરાં, * બાપ ! કહુંછું વિચારીરે. ૯
આજ ચીલે ચાલી ગયાં,——નરનારીરે,
પૂર્વે સર્વ સુજાણ ; કહુંછું વિચારીરે.
પામ્યા પરમાનંદ પદ,——નરનારીરે,
નિશ્ચળ નવલની વાણ, કહુંછું વિચારીરે. ૧૦

---

## " मारी भरतभूमि "——स्वदेशस्तोत्रः

### गरबी.

("હરિભજનવિના, દુખદરિયા સંસારનો પાર ન આવે".)
એ રાગે.

મૉરી ભરત ભૂમિ !

રૂપાળી, રઢિયાળી, યશાળી સુશીલ, પુનિત !
તૉરૉ ચરણ ચૂમી, } ટેક.
આનંદે વંદું જય જય † હરદંમ નિત્ય !

દુનિયામાં દેશ અનેકજ છે ;
સૌસૌમાં કાંક વિશેકજ છે ;
પણ તુંતો અલૌકિક એકજ છે !–
મૉરી ભરત ભૂમિ૦— ૨

કોણ આવે હિમાલયની હારે ?
કોહીનૂરે અન્ય હીરા હારે ;

---

* એ મારા બાપ એટલે વા'લાં, જે પારકાને વીતે તે જોઈનેજ પોતે ચેતી ચાલે, તેજ ખરેખરાં ચતુર સમજવાં, મતલબ કે અનીતિના ખાડામાં જે પડેછે તે ગમે એટલાં ચતરાં (ચતુરાં) થઈને ફરેછે, પણ ખરૂં જોતાં જરાએ ચતુર નથી. † પ્રત્યેક શ્વાસની સાથે, હમેશાં.

વણ શેલડીઓ સરસ સાકર ક્યાંરે !-
મ્હારી ભરત ભૂમિ૦— ૩

શી ફળદ્રુપતા સ્થળ સ્થળ સોહે !
નવરંગો રમણી ! મનડાં મોહે !-
જાણે વાડી વિશ્વંભરનીજ હોએ-
મ્હારી ભરત ભૂમિ૦- ૪

સાચે વિશ્વંભરવા'લી તું ઝાઝી ;
સમૃદ્ધિ સ્વભાવિક બધી સાજી
તને પ્રભુએ કરી પ્રિય પ્રમુખાજી-
મ્હારી ભરત ભૂમિ૦— ૫

દેખી દુનિયા મરેછે દિલ દાઝી-
પણ ફિકર ન ! રાખ પ્રભુ તું રાજી !—
હાય ! હાલ તેની છે ઈતરાજી !—
મ્હારી ભરત ભૂમિ૦— ૬

તારો વાંક નથીજ તથાપિ એ,
અમે ભ્રષ્ટ કપૂત મૂઢ પાપીએ
દેવ છેક દુભ્યો!—દુભિયે હજીએ !-
મ્હારી ભરત ભૂમિ૦— ૭

મદ, આળસ, ઈર્ષા, ને અનીતિ ;
મતિ મતલબી, આંધળી, નીચ અતિ ;
સુખ સાર્વજનિક સમજે ન રતિ—
મ્હારી ભરત ભૂમિ૦— ૮

જાણી જન્મભૂભક્તિ તો નામે નહીં ;
એક પેટની વેઠ અખંડ લહી ;

ઉંચી ઓડ બળદીઍ ર્કોધી ન કહીં!
મૉરી ભરત ભૂમિ૦— ૯

એવા જનને ધિક ધિક ધિઃકજ છે;
ર્કોડી કાગડા એથીં તોં ઠીકજ છે,
જેને જાતિનીં દાઝ અધિકજ છે!
મૉરી ભરત ભૂમિ૦— ૧૦

હાટેંટાટ, કાફ્રી, કે જે કહો,
જંગલીમાં જંગલી જે લોકો,
જનનભૂમિ *ભજન અનભિજ્ઞ ન કો૦—
મૉરી ભરત ભૂમિ૦— ૧૧

સ્ત્રીઓ પણ, અબળા જે બાકી,
તેણે દેશ ભક્તિ સબળા દાખી;
ઈતિહાસ છેજ એનો સાખી.
મૉરી ભરત ભૂમિ૦— ૧૨

જન જન્મી જન્મ ભૂમિ જે ન ચહે,
સૃષ્ટિક્રમવિરૂદ્ધો રાક્ષસ એ:—
રે રાક્ષસે રૂડા, સ્વપક્ષે રહે!
મૉરી ભરત ભૂમિ૦ — ૧૩

આવા ભ્રષ્ટ પંઢે ભંડાઈ માતા,
જે જગને †સુજનત મૂળ દાતા,
જેના જશ જશવંત હજી પણ ગાતા.
મૉરી ભરત ભૂમિ૦ ૧૪

---

* જન્મ ભૂમિના ભક્તિથી અજાણ્યા કોઈ જંગલી લોક પણ નથી.
† સુધારો ( civilization ).

તું તો સત્વગુણી તત્વજ વેત્તા,
દેશે દેશથી પંડિત જ્યાં વહેતા,
થઈ શિષ્ય સહોત્સાહે રહેતા.
મૉરી ભરત ભૂમિ૦— ૧૫

તારાં આર્ય ત્યારે યવને ભાળ્યાં
મહા શૅીળ, નિર્મળ, બુદ્ધિવાળાં
અહા ! "દેવાં કમાડે પડે ન તાળાં"
મૉરી ભરત ભૂમિ૦— ૧૬

સ્તવું નિત્ય પુનિત તવ રજ ચૂમી
ધન્ય ભાગ્ય નવલનાં તું જન્મ ભૂમિ૦—
તૉરી ભક્તિ રંગે રંગ રહીજ ઘૂમિ
મૉરી ભરત ભૂમિ૦— ૧૭

---

## एक वेण राखवा विषे.

### धोळ. राग बेलावरनुं.

સદા રાખો રે, સદા રાખોરે, શાણાં સુજન સુજાણ!
એકજ વેણ સુસત્યનું. } ટેક.

એક વેણ ઉપર ચાલે, જુઓ,
સંસારનો રે, સંસારનો રે, બધો કારવે'વાર;
હોય લાખોની આપલે,
લોક ધંધોર, લોક ધંધોરે, કરે ધમ ધોકકાર—એકજ વેણ૦ ૧

એક વેણે વિંટયું વિશ્વ, કાં
વેપારી રે, નરનારીરે, નોકર ને શેઠ;
સર્વે જિવે રાજા પ્રજા
વિશ્વાસેરે, વિશ્વાસેરે ખરે વિશ્વમાં નેટ—એકજ વેણ૦ ૨

એક વેણવિના તો પા ઘડી
ક્યમ ભેળાંરે, ક્યમ ભેળાંરે, રહીં શકે કો જંન !
જઈ જંગલમાં એકેકથી
શું છેટાંરે, શું છેટાંરે, વસે જોજન જોજંન !-એકજ વેણ૦ ૩
એક વેણ વિના ગુણ કોટિધા
હોય તોપણરે હોય તોપણરે, તેનું કોડી ન મૂલ ;
બાળક પણ હાંસી કરે
"એતો જૂઠોરે એતો જૂઠોરે" મળ્યું ડા'પણ ધૂળ! એકજ૦ ૪
એક વેણવિના નર રડવડે-
જ્યમ રોડુંરે, જ્યમ રોડુંરે, ખર્યું ભીંતથી હોય—
ઠામ ન ઠરવાનો મળે ;
ભમે ભૂલ્યોરે, ભમે ભૂલ્યોરે, બની બા'વરો સોય.-એકજ૦ ૫
એક વેણ ગયું તો સૌ ગયું ;
સૌ તુચ્છજરે, સૌ તુચ્છજરે, ગણે તરણાથી લોક;
થાય હડે હડે જાય જ્યાં ;
પછી સાચુંરે, કદી સાચુંરે, બોલે તેપણ ફોક.—એકજ૦ ૬
એક વેણ કારણ દારૂણ શાં
દુઃખ વેઠ્યાં રે, દુઃખ વેઠ્યાં રે, હરિચંદે અખેદ !
* ભૂપ ભલોરે પેલો ફ્રાન્સનો !
આવી આપે જે,આવી આપે જે, પડ્યો પાછો કેદ!-એકજ૦૭

---

* ફ્રાન્સનો રાજા જોન જે લડાઈમાં હારી ઇંગ્લાંડમાં કેદ પડયો હતો તે કેટલાક કોલકરાર કરી પોતાના રાજ્યમાં પાછો આવ્યો પણ લોકે તે શરતો કબુલ ન રાખી તેથી એ સત્યવાદી રાજા પોતાના વેણ ખાતર આપો આપ પાછો ગયો અને ત્યાં કેદખાનું ભોગવ્યું.

એક વેણ સુસત્યનું રાખતાં
સુખ નિશ્ચયરે, સુખ નિશ્ચયરે, બેઉ લોકે થોક;
નિશ્ચય વાત નવલ કહે
ખરે માનોરે, ખરે માનોરે, અહો! જકતના લોક!-એક૦ ૮

---

## जूठ नहि बोलवाविषे.

## धोळ. रागबेलावरनुं.

જીવ! કદીએ રે, નહિ વદીએરે, જરા જૂઠ વચન; } ટેક.
જૂઠે જાન બે જંહાનમાં!

આપી ઈશે વિશેષ પશુથકી
અલ્યા વાણીરે, દયા આણીરે, કહેવા ઉરના વિચાર;
તે તો ઢાંકી ઢુમેરી તેં
જગ ઠગવારે, જગ ઠગવારે, માંડયો વાણીવ્યાપાર! જૂઠે જાન૦ ૧
શુણ! સત્ય સંસારનો સ્તંભ છે,
જે આધારેરે, જે આધારેરે, એ ઉભો બિનધાક,
જે વણ કડડ ત્રૂટી પડે—
જોને આંખેરે, વણશાખેરે, ધીરે જંઈનું ન શાક-જૂઠે જાન૦—૨
રે! શાખ ભૂંડીજ જૂઠા તણી!
છતાં સાચુંરે; છતાં સાચુંરે, એનું જૂઠું મનાય.
જો વાધા'વ્યો સાચ, પણ
પેલો બૂમોરે, પાડી બૂમોરે, મુઓ મૂર્ખ વૃથાય.—જૂઠે જાન૦-૩
જિવ! જિભ શિદ જૂઠે વટાળિયે?
વદે જૂઠ તો રે, વદે જૂઠ તો રે, મૂઢ પાપી જંન

---

૧. નુકસાન, ખરાબી.- ૨. બે દુનિયામાં, આ લોકમાં ને પરલોકમાં.

પાપ પોતાનાં ઢાંકવા—
ન ઢંકાયજ રે, ન ઢંકાયજ રે, જાણ નિશ્ચય મંન—જૂઠે જાન૦-૪
ભૂંડું છાણ ઉંડું ગોઝારમાં
ધર્યું ઢાંકીરે, ધર્યું ઢાંકીરે, ઉઠે ગંધાઈ આપ !
થૂ થૂ થૂ થાયજ, તથા
વૃથા બાંધેરે, મૂઢ બાંધેરે, ગાંઠે એકનાં બે પાપ !—જૂઠે જાન૦-૫
જિવ ! નિશ્ચય કરીને જાણ તૂં
તરે સત્યજ રે, તરે સત્યજ રે, ડુબે જૂઠું ઝાઝ ;
જદપિ કાગળનું કરામતી
એ શા અર્થનુંરે, એ શા અર્થનુંરે, શોભે, તાબુતમાંજ !—
જૂઠે જાન૦-૬
છે જૂઠ જંજાળની જાળ, જ્યાં
એકે બીજુંરે, બીજે ત્રીજુંરે, ગુંથ્યું ગણ્યું ન ગણાય;
શું સંભાળે અભાગિયો
ઝટ જોતાંરે, ઝટ જોતાંરે, કોટટપ્પ ઝલાય—જૂઠે જાન૦-૭
વાંક નજ કર; પણ કદી થાય, તો
સાચે સાચુંરે, સાચે સાચુંરે, આની માગને માફ;
માફજ મળશે સો વસા,
નહિ તોએરે, નહિ તોએરે, ટળશે અંતર તાપ—જૂઠે જાન૦-૮
જે અંતર્જામી અંતરે,
તે રાજીરે, રહે રાજીરે, વહે ઉર આનંદ;
અતુલ અનુપ નિજાનંદ છે !
નિજાનંદનેરે, નિજાનંદનેરે, જાણે શુંજ મતિમંદ ?—
જૂઠે જાન૦-૯

છે સત્ય સ્વરૂપજ શ્રીપ્રભુ;
એને વા'લુંરે, અન્ય વા'લુંરે, નથી સત્યસમાન.
સત્યસ્વરૂપને પરભવી,
ક્યાં રહેશોરે, શું કહેશોરે, પુછે નવલ નિદાન?--જુઠે જાન૦-૧૦

---

## बाळकपर प्रीति ए स्त्रीनुं भूषण छे.

### राग हालरडानो.

વનિતા કુલવંતી બોલાવે વા'લે બાલને,
મીઠાં અમૃત ઝરતાં નયણે વયણે નિત્ય;
નિત્યજ ખંતેથી ખાવાનાં, ખેલવણાં, તથા
આપે કેળવણી સુખકરણી સુંદર રીત. વનિતા૦ ૧

વનિતા કુલવંતીને વા'લે અપારજ બાળપર;—
પછી તે પોતીકું, પરનું, કે જેનું હોય—
એને હૈયે ઉમળકો આવે જોઈજ બાળને;
વા'લે બોલાવે તે વેળા સરસ શી સો'ય? વનિતા૦ ૨

આંખો હીરાસી ઓપે! હસતું મુખ શું મધુર!
શોભે શાં સુંદર મનરંજન ખંજન ગાલ!
ઉઘડી અર્ધ અધરપરવાળી સુવર્ણ ઝબૂકતી :—
છબકયું ઝળળળ જાણે નિર્મળ દિલનું વા'લ! વનિતા૦ ૩

એની વાણી તો નરમાશ મીઠાશ અજબભરી,
જેણે બાળકનાં મન વશ થઈ જાયજ સે'જ;
એને દેખે, કે દોડી ભેટે હેતે અતિ;
એનું કહ્યું કરે સઘળું હર્ખે હર્ખેજ! વનિતા૦ ૪

રે વણ કહે વર્તી મન વર્ત્તેછે તેતો સદા;
ડરતાં રખે દુભાએ એનું દયાળું દિલ.
છરાયાં છોરૂં પરાયાં પણ રે અને કહ્યાગરાં
સાચે જાદુગારૂંજ જેવું એનું સુશીલ! વનિતા૦ ૫

એનું કારણ પણ આઘું નથી, સમજવું સે'લ છે.
સમજો, સુંદરીઓ! ઓ! હિંદની આપે આજ,
એ નથી ઢળ્યાપિટચા કોહી કદીએ બાળ ધબેડતી,
જે છે નહિ નારીનાં, પણ કૃત્યાનાં કાંજ. વનિતા૦ ૬

લાજે કુલવંતી બોલતાંએ ઉંચે સ્વરે,
તો તે નિજ બાળકપર કેમજ હોય કઠોર!
વાણી કડવી કઠોરે બાળ નઠોરજ હોયછે;
વાણી વા'લપની વશ કરે હરાયાં ઢોર. વનિતા૦ ૭

વાણી વા'લપની વદવા સર્જીછે સુંદરી;
રહીછે સુંદરીની સુંદરતા વા'લપમાંય;
વા'લપ બાલકપર જામે જ્યારે શશિ પૂર્ણ સમ,
ત્યારે નવલ અલૌકિક દેવીજ તે દેખાય! વનિતા૦ ૮

---

## विश्वंभरनो उपकार.

### ગીત ચંદ્રાવળા (નાના ધ્રુવાખ્યાનને રાગે).

જે જે! વિશ્વંભરનાથ! હું તને વંદું વારંવાર;
વારંવાર તું જે કરે જનપ્રતિ પ્રતિદિન ઉપકાર
તે ઉપકાર ન હુંથી ગણાય;
અણહદ હદમાં કેમજ માય!

દા’ડો રાત, પ્રભાત, ને સાંજ
પળપળ સંભાળો છો રાજ!—જે૦ જે૦. ૧

પાળે, સંભાળે સદા તુંતો અખિલ જગતનાં જંન
જળચર, ભૂચર, ખેચર ને, વળી ઇતરેચર પણ અન્ય,
અન્ય હશે બ્રહ્માંડ અખંડે,
તે સર્વેનાં દુઃખ તું ખંડે.
એક અનંતનું પૂરૂં કરે !
આહા ! આ તે અકળજ ખરે !—જે૦ જે૦.૨

અકળ, અરૂપ, અનૂપને હું કેવા તે કહું કેમ !
નેમ એક આ તો દિસે નિત્ય કરવું વિશ્વનું ક્ષેમ.
વિશ્વનું ક્ષેમ ચહે ચિત નિત્ય,
કુંજરથી તે કીડી સહિત
સર્વેની સંભાળ સમાન
લે છે દેવ દયાજ નિધાન.—જે૦ જે૦. ૩

દયાનિધાન ! કૃપાળુ ! ને ઓ ! કરૂણાળુ કિર્તાર !
તેં વિધવિધના વિશ્વમાં ભર્યા અન્ન ઉદક ભંડાર.
અન્ન ઉદક ભંડાર ભર્યા, તે
ખાઈ જિવેછે જકતજ ખાંતે.
ખાજ સુખદ, ને સ્વાદે ભર્યાં
વિધવિધનાં, જે જાય ન ગણ્યાં.—જે૦ જે૦.૪

જાય ગણ્યાં નહિ સર્વ તે સુખસાધન તેં જે કીધ
વૃક્ષ, વનસ્પતિ, વેલી ને પશુ પક્ષી ખનિજ વિવિધ
પશુ પક્ષી વિધવિધના સોહે,
નદી ડુંગરિયે મનડાં મોહે,

શો આકાશે સુંદર બહાર !
ધન ધન ! ઈશ્વર રસદાતાર !—જે૦ જે૦. ૫

ઈશ્વર તું ઉપકાર તો કરે જન્મ્યાં ત્યાંથીજ સાર,
રે ! જન્મ્યા પે'લાંય તેં પય નિપજાવ્યું નિર્ધાર
નિપજાવ્યું નિર્ધાર તેં દૂધ;
તારી તો છે અગમજ બુદ્ધ !
અગમ ખેલ તો તારો અરે !
રૂધિરનું દૂધ કોણજ કરે !—જે૦ જે૦. ૬

દૂધ કર્યુંજ રૂધિરનું અતિ શુદ્ધ સરસ ગુણકારૂં,
એ ગુણ ભૂલે એવું તે કુણ લૂણહરામી નઠારૂં ?
લૂણહરામી નઠારૂંજ હશે,
તે વિશ્વંભરને ભૂલશે;
વિશ્વંભરના ગુણ અનંત,
ગાય પશુ પંખી જિવજંત !—જે૦ જે૦. ૭

જંતુ ઝીણાં જળબિંદુમાં અગણ્યાં આંખે ન જણાય,
તે સર્વે સંભાળથી ઘડ્યાં કરી કરામત કાય.
કરી કરામત તેં તો વડી,
સુખકર સર્વ અવેવો ઘડી;
તે પ્રત્યેકનું પોષણ થાય,
તેવા સાજ સૃજ્યા વળિ ત્યાંય:—જે૦ જે૦. ૮

સાજ સૃજ્યા સુખનાં જગે જગરાજ ધરી દિલ દાઝ;
દાઝ અધિક ધરી વળી મૂકી બુદ્ધિ માણસમાંજ.
બુદ્ધિ વિવેકની જાણો અમૂલ્ય;
એ ભવસાગરનો છે પૂલ;

પૂલ ભવાબ્ધિનોં બાંધી હશ્યા;
અંતર્જાંમી રૂપે વળી વશ્યા.—જે૦ જે૦. ૯

અંતર્જાંમી ભોમિયો થઈ, ઉભો ભવાબ્ધિ પૂલ;
પૂલ ચૂકી વોહો તરફ વળે, તો પોકારી કહે ભૂલ.
પોકારી ભૂલ કહે છે તેહ;
વારેવારે વારેછેય.
એની દયાળુ દેવની કૃતિ
કર તું નવલ તત્પ્રત્યે રતિ*—જે૦ જે૦. ૧૦

*પ્રીતિ.



